श्री ७१२९

ॐ तत्सत् परमात्मने नमः

# અમૂલ્ય ભજન રત્નાવલી.

સોની ફુલચંદભાઈ હરગોવનદાસ ભકતની
સહાયથી

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. ગબડભાઇ ભોગીલાલ.



મળવાનું ઠેકાણું.

ભક્ત. ફુલચંદભાઈ હરગોવનદાસ.

ભજનશાળા. લીંબડીશેરી—પેટલાદ.

અમદાવાદ.

શ્રી "મુદ્રણકલામંદિર" લીમીટેડ.

મૂલ્ય રૂ ૦-૮-૦ કલદાર.

શ્રી.

ॐ तत्सत् परमात्मने नमः

# અમૂલ્ય ભજન રત્નાવલી.

સોની. ફુલચંદભાઈ હરગોવનદાસ ભક્તની
સહાયથી
છપાવી પ્રસિદ્ધ કરનાર.

**શા. મખડભાઇ ભોગીલાલ.**

પ્રત. (૨૦૦૦)

**આવૃતિ પહેલી.**



મળવાનું ઠેકાણું.

**ભક્ત. ફુલચંદભાઇ હરગોવનદાસ.**
ભજનશાળા. લીંબડીશેરી—પેટલાદ.

**અમદાવાદ.**
શ્રી "મુદ્રણકલામંદિર" લીમીટેડ.

**મૂલ્ય. રૂ ૦-૯-૦ કલદાર.**

# અમૂલ્ય ભજન રત્નાવલી.

## સર્વ તત્વનો સાર.

राम राम राम राम राम राम राम राम राम राम

राम राम राम राम राम राम राम राम राम

राम राम राम राम राम राम राम राम

राम राम राम राम राम राम राम

राम राम राम राम राम राम

राम राम राम राम राम

राम राम राम राम

राम राम राम

राम राम

राम

राम राम

राम राम राम

राम राम राम राम

राम राम राम राम राम

राम राम राम राम राम राम

राम राम राम राम राम राम राम

राम राम राम राम राम राम राम राम

राम राम राम राम राम राम राम राम राम

राम राम राम राम राम राम राम राम राम राम

---

# પ્રસ્તાવના.

સર્વે વૈશ્નવ જનોને વાંચવા સારૂ આ પુસ્તકમાં જીવરામભાઇનો કક્કો, તથા પતિવ્રતા નારીનો ગરબો, નરભેરામનાં, નરસિંહ મહેતાનાં, દયારામભાઇનાં, તુલસીદાસનાં, રૂપીરાજનાં રસીક પદો અને અનેક પ્રકારનાં મનોપદેશી ભજનો દાખલ કર્યા છે, આ પુસ્તક તનમનથી વિચાર કરીને વાંચવું કે જેથી મનની અંદર વહેમ હશે તે દૂર થઇ જશે, અને આ સંસાર બધો જુઠો છે, માટે ઇશ્વર ભક્તિ કરવી, તેજ સાચી છે, આપણે બધા માયાની અંદર લપટાઇ ગયા છીએ, તેથી પરમેશ્વરને ભુલી ગયા છીએ, માટે આ પુસ્તક વાંચી વિચાર કરવો કે જેથી જ્ઞાન ભક્તિ ને વૈરાગ ઉત્પન્ન થાય, મનુષ્યદેહ દેવતાને પણ દુર્લભ છે તે મનુષ્યદેહરૂપી રત્ન આપણને મલ્યું છે માટે તે નકામું ખોવું નહિ ને કાળની બીક રાખી સદાય ઇશ્વરની ભક્તિ કરવી.



શ્રી

# અમૂલ્ય ભજન રત્નાવલી.

## આરતી.

પ્રાત: સમે પ્રભુ મુખ નીરખી, આનંદ ઉર ન સમાયરે.
સુરનર મુનિવર વેદ વખાણે, નારદ સારદ વાય.
વસો મારી હૃદીઆમાં.
લક્ષ્મીનારાયણ રણછોડ વસો૦ સુખસાગર શ્રી રણછોડ વસો૦
કોટી વદન છબી મુખ઼ઉપર વારી, અકળિત રૂપ અપારરે;
મંગળ રૂપ મનોહર મોહન, સેવક સુખ ભંડાર. વસો૦ ૧
તાળ મૃદંગ વેણા રસ વાજે, મુખ મોરલી ધન ઘોરરે;
પ્રેમ વદાને પગ રસબંધુ, ગોપી ચંદ્ર ચકોર. વસો૦ ૨
કંચન થાળ કપુરે વારી, પાંચે જોત પ્રકાશરે;
આરતી ઉતારૂં મારા અલબેલાની,બધારમણુ કીશોર.વસો૦ ૩
અષ્ટમાસિદ્ધી આંગણીએ ઉભી, મુક્તિ રહી કરજોડરે;
પ્રાણજીવન પુરૂષોત્તમ સ્વામી,રાજ કરો રણછોડ. વસો૦ ૪

---

## રાગ ગોડી.

શ્રી ગુરૂને પાયે લાગું, પહેલું વહેલું શ્રી ગુરૂને પાયે લાગું;
કરો કીરપા કૃષ્ણ સેવા દીજે, બીજુ તે કંઈ ન માગું. પ૦ ૧
દો ઉપદેશ સદા સુખકારી, જેણે મન નીરમળ થાય;
ત્રિવીધી તાપ, મોહમાયા મમતા, વિકાર સર્વે જાય. પ૦ ૨

વેદ પુરાણ શાસ્ત્ર એમ બોલે, જેને હોય ગુરૂજીનો દ્રઢ વિશ્વાસ;
શ્રી ગુરૂ નારાયણ તેને મળશે, વરણવે વૈશ્નવ દાસ ૫૦ ૩

---

## ગણપતદાસનાં બનાવેલાં પદ.

### પદ ૧.

રાગ દાદરો.

જો વિચારી જીવ તારી શી ગતિ થશે,
તજી જર જોરૂ જમીન અંતે એકલો જશે;
બેશી ઘોડા ગાડીએ બજારમાં ફરો,
પેટનું કર્યાના ભેગું હેઠનું કરો. જો વીચારી૦ ૧
કાલની છે કોને ખબર આજનું કરો,
જમનું જોર જબરૂં શીર દીલમાં ડરો; જો વીચારી૦ ૨
કોટી કલ્પથીજ સુખ દુઃખ ભોગવ્યું,
માણી માયા તોય મન ત્રપ્ત ન થયું. જો વીચારી૦ ૩
વીષય વાસનાતો દ્વાર નરકનું ગણો;
ગણપત ગોવિંદજીને ભાવથી ભણો. જો વીચારી૦ ૪

### પદ. ૨ જુ.

જરૂર જાણી લેને જાવું જક્તને તજી,
ભ્રાત તજી ભાવથી લહેરીને ભજી. જરૂર૦ ૧
આપણી કમાણી આમ હાથ વાવરો,
પડીરે પરાયા માણ એવું શુ કરો. જરૂર૦ ૨
સંસાર સુખ સંપતી તે જૂઠી જાણિયે;
વિચારને વિવેકથી જ માયા માણિયે. જરૂર૦ ૩

જશ નહીં જગતમાં તે મુવા જાણવા,
અમર નામ જેહનું તે અમર જાણવા જરૂ૦ ૪
ગણપત ગોવિંદ કેરા ગુણ ગાય છે,
હું ને મારૂં તજે તે માનવ મોક્ષ જાય છે. જરૂ૦ ૫

## પદ. ૩ જુ.

### માનસી પુજાનું કીર્તન. (ધોળ)

સુતે સવારે વેલા ઉઠી, ધરવું ગુરૂનું ધ્યાન જોને;
આસન બાંધી સુરતા સાંધી, ભજવા શ્રી ભગવાન જોને. ૧
સુંદર સેજે હરીવર પોઢયા, જઇ તેને જગાડો જોને;
કુંચન લોટો કરમાં ઝાલી, અવિનાશી ઉઠાડો જોને. ૨
સોનાને બાજઠ બેસારી, દાતણિયાં કરાવો જોને;
પછે તે ઊનાં પાણી મેલી, વાલાને નવરાવો જોને. ૩
કેસર કેરી આડ કપાળે, કાન કુંવરને કરવી જોને;
વીઠ્ઠલ વરને વાલપણેથી, વારેવારે વરીએ જોને. ૪
જરકશીનાજામા લાવી, સામા પિયુજીને પહેરાવો જોને;
કીરીટ કુંડળ કંકણ મુદ્રા, કાન કોટ ધરાવો જોને. ૫
ગજરા તોરા ગોવિંદજીને, છોગલીઆં સોહાવો જોને;
પ્રેમે સીંહાસન પધરાવી, આરતીઓ ઉતરાવો જોને. ૬
કાબા જમણી દીવા કરવા, ધુપ કરી ધરાવો જોને;
છત્રીશાં બત્રીશાં ભોજન, થાળ ભરીને લાવો જોને. ૭
પ્રીતમને પરસાદ કરાવી, મુખવાસ મંગાવો જોને;
નત્યે એવું નીમ કરીને, સુંદરને મન ભાવો જોને. ૮
પછી તે કરજોડીને કહેવું, પ્રભુજીની સાથ જોને;

હવે અમોને શરણે રાખો, બેલી બદ્રીનાથ જોને. ૯
જ્ઞાન જનકના જેવું આપો, સુકના જેવી સુધ જોને;
દાસપણું વાયુ સુત જેવું, વાળીના જેવી બુધ જોને. ૧૦
એવી રીતે સવારે ઉઠી, માનસી પુજા કરવી જોને:
ગણપતના સ્વામીની મૂર્ત્તિ, મનડા માંહી ધરવી જોને. ૧૧

પદ ૪.

રાગ. ભોજા ભગતના ચાબખાનો.

દુનિયાં દેખા દેખી રળેરે, એની ખબર પડશે ખળે. ટેક.
ભગતી કરવા ભગવાં પહેરે, ભક્તાં ભેળા ભળે;
ઢીલું કરતાં ત્યાશી વીત્યાં, દલના દોષ ન ટળેરે. દુ૦ ૧
સ્વાર્થ તો પોતાનો સાધે, બીજાને જોઇ બળેરે;
ઉપર વેશતો અચ્છો બનાવે, માંહેતો માલ ન મળેરે. દુ૦ ૨
જીવતાં જગજીવન નવ જાણ્યા, મુએ હરી કેમ મળે;
વાણીમાં વાલો શું જણાવે, ભીતર ભડકા બળેરે. દુ૦ ૩
શૂરા થઈ સંગ્રામે દોડે, વાળ્યા તે નવ વળે;
ગણુપત ગજબીદળને દેખી, ચીતડા વિશે ચળેરે. દુ૦ ૪

પદ. ૫ મું.

દુનીયાંતો દીવાની થઇરે, અકલ સદ્ગુરૂ વિના ગઇ. ટેક.
ધર્મ કથામાં ઢુકડાં ન આવે જુએ નાટકો જઇ;
કુંપદમાં હજારો વાવરે, પુન્યમાં ન વાવરે પાઇરે. દુ૦ ૧
હરી ભજવાનો લાગ ન આવે, નિંદામાં નવરાઈ;
ઘર ઘર જઇને ગપ્પાં મારે, આખી ઉમર ગુમાઈ. દુ૦ ૨
ચોરી જારી કરવા સારૂ, બેસે ભેળા થઈ;

સાધુ જનને નજરે ન્યાળી, નીંદે જુદા રહીરે. દુ૦ ૩
માથે ભય મરવાનો મોટો, ભક્તિ કરજો ભાઇ;
કહે ગણપત જમ હાથે જાશો, સાચું કહું સમ ખાઇરે. દુ૦ ૪

પદ. ૧ લું.

હે પુરશોત્તમ પરિબ્રહ્મ, ભક્તનાં કામ બહુ કીધાંરે;
તમે કમળાપતિ ભગવંત, ભક્તનાં કામ બહુ કીધાંરે. ૧
ધનુર ધારણ બાણ ચોર, ભક્તનાં કામ બહુ કીધાંરે;
આરોગ્યાં શવરીનાં બોર, ભક્તનાં કામ બહુ કીધાંરે. ૨
પાંડવ તણી રાખી પ્રભુ લાજ, ભક્તનાં કામ બહુ કીધાંરે;
લાખાગ્રહથી ઉગાર્યા આજ, ભક્તનાં કામ બહુ કીધાંરે. ૩
રાવણને માર્યો હો નાથ, ભક્તનાં કામ બહુ કીધાંરે;
વીભીક્ષણને તેં આપ્યું રાજ, ભક્તનાં કામ બહુ કીધાંરે. ૪
એવા છો પ્રભુ વિશ્વાધાર, ભક્તનાં કામ બહુ કીધાંરે;
એવા છો પ્રભુ દીનદયાળ, ભક્તનાં કામ બહુ કીધાંરે. ૫
કરજોડીને કહે છે આ વાર, ભક્તનાં કામ બહુ કીધાંરે;
તમે ભજજો તે શ્રી ભગવાન, ભક્તનાં કામ બહુ કીધાંરે. ૬

પદ. ૨ જું.

( રાગ ધનાશ્રી )

છો તમે દીનદયાળ, પ્રભુજી છો તમે દીનદયાળ;
નારદ શારદ શીવ બ્રહ્માદિક તમને ભજેછે ત્રીકાલ. હાંરે પ્ર૦૧
નામ તમારૂં મુખથી લેતાં, છુટે જગત જંજાળ. હાંરે પ્ર૦૨
પતીતપાવન અધમ ઓધારણ,નામની પરમરસાલ. હાંરે પ્ર૦૩
તમનેભજ્યાવિનાજીવજભટકે, સ્વર્ગ મૃત્યુપાતાળ. હાંરે પ્ર૦૪

જે જન આવે શરણુ તમારે, તેની કરો પ્રતિપાળ. હાંરે પ્ર૦૫
પારસમણીથી થાયરે કંચન, જેમ ધાતુ તતકાળ. હાંરે પ્ર૦૬
આશા પુરણ કરજો હમારી, જાણી તમારો દાસ. હાંરે પ્ર૦૭

## પદ. ૩ જુ.

(રાગ આઠ)

પુરૂષોત્તમ રાજદયાળા, રાજદયાળા, સચીદાનંદ ભગવાન;
તેત્રીસ ક્રોડને કેદમાં નાંખ્યા, દેવતાઓને તેહ;
રાવણે તે પાછુ ના જોયું, પાપ કરતાં તેહ. પુરૂષોત્તમ૦
તે માટે અવતાર લીઆહે, મોરારીએ તેહ;
રામ લક્ષ્મણ જાનકી, હનુમાનજી છે એહ. પુરૂષોત્તમ૦ ૧
ધર્મનુ સ્થાપન પાપ નીરવાણ, કરવા તેનું જાણ;
દૈત્ય લોકને મારી નાંખશે, દુષ્ટના લેશે પ્રાણ. પુરૂષોત્તમ૦ ૨
સુર્પંખાનું નાકજ કાપ્યું, પહેલું કર્યું એ નામ;
રામપ્રભુની આજ્ઞા વડેથી,લક્ષ્મણે કીધું કામ પુરૂષોત્તમ૦ ૩
ખર દુખર ત્રીશીરા સર્વે હરે, બીજા માર્યા અનેક;
રાવણકે દશ મુસ્તક છેદે,વિશ ભુજા દોઉપાઉં. પુરૂષોત્તમ૦ ૪
કુંભકરણને ઠારજ માર્યો, કર્યું ભલેરૂં કરમ;
અપનેભક્તકુંરાજતીલક દીઓ. બેસાડયો લંકાને ઠામ;પુ૦ ૫
આશા પુરણ કરજો અમારી, જાણી તમારો દાસ;
ભક્તિનું દાન દીજીએરે, જાણી તમારો દાસ. પુરૂષોત્તમ૦ ૬

---

## અથરામ મહીમાનો પાઠ લીખ્યતે:

### શ્રીરામચંદ્રાયનમઃ

એવું હરિનામ ઉચ્ચારે જેહ,
સદા સુખસાગર ઝીલેતેહ; ૧
મીઠું હરિનામ સુધાપેસાર,
ભજે તેના કોટી કાપે વિકાર ૨
જેવો અંધારામાં આદીત ભાસે,
એવું કળીકાળમાં નામજ પ્રકાસે. ૩
ચીંતામણી નામ સુર તરૂ કહાવે,
શેવે તેના તાપ અનેક સમાવે. ૪
વીખે વાળ કાળની ઝાળ ન લાગે,
જેનું નામ લેતાં મહા દુઃખ ભાગે. ૫
નામને આધારે રહ્યો ત્રણ લોક,
જપે જીવ તેના ટળે સહુ શોક. ૬
અંતકાળે નામ ઉચ્ચારે જેહ,
સંજમની દુઃખ ન પામે દેહ. ૭
પીતરાઇ બ્રહ્મદેવ પીડ નહીં જેહ,
જેને હરી નામ રૂદેમાં હોય. ૮
હરીનો મહીમા કહ્યો નવ જાય,
જેને વેદશાસ્ત્ર નિરંતર ગાય. ૯
ગઉ કોટી આપે ગંગામાં દાન,
ન આવે ગોવિંદના નામ સમાન. ૧૦
કરે જગ્ન સરસ્વતી તીરથ હજાર,

ન આવે હરી નામ સમાન. ૧૧
સોમી હીમ દાન કન્યા ગજદાન,
ન આવે તલમાત્ર નામ સમાન. ૧૨
ખણાવે વાપી કે કૂપ તડાગ,
ન આવે હરિના સંત સમાગ. ૧૩
કરે તપ તીરથ વ્રત અનેક,
ના આવે હરિનામ તુલ્ય એક ૧૪
એવો હરિનામનો મહીમા અપાર,
મોટા મુનિજન જાણનહાર. ૧૫
અધમ ઓધારણ નીરમળ નામ,
પતીતને આપે અવિચળ ઠામ. ૧૬
અજામેળ પુત્ર નામે તાર્યો પાપી,
જાણ સઉ જોતાં મુક્તિ આપી. ૧૭
પીડયો ગજરાજ પોકાર્યું નામ,
ટાળ્યું તેનું સંકટ સુંદીર શ્યામ. ૧૮
ગુણકા નારના અવગુણ સામું ના જોયું,
તેનું ધર્મરાજાએ પાનું રે ધોયું. ૧૯
દીનકર નંદન કહે કરપાંકી,
હરી નામ લેતાં જુઓ ઝાંખી. ૨૦
જાણે અજાણે ઉચારણ કીધું,
તેનું જમરાજાએ નામ ન લીધું. ૨૧
પ્રેલહાદે પ્રેમે લીધું હરિનામ,
ટાળ્યું તેનું સંકટ સુંદીર સામ. ૨૨

આકાશે જપે ધ્રુજી નીરધાર,
મધ્યે લોક માંહી જપે ત્રીપુરાર. ૨૩
પાતાળે નામ જપે નીત શેષ,
ભોમીનો ભાર ન લાગે લેશ. ૨૪
પંડ બ્રહ્માંડ રહ્યોરે રંકાર,
તેણ કરી ઓપ્યો સહુ આકાર. ૨૫
બોલે વનમાળી બોલ નીરધાર,
નામે કરી શોભે સઉ સંસાર. ૨૬
હરી ગુરૂ રાધા ગોવિંદ નામ,
નારાયણ કહે સઉ સીતારામ. ૨૭
જેનું નામ રૂપ અનંત અપાર,
જેના ગુણ પાવન પ્રેમ ઉદાર. ૨૮
જેને ચરણ અંબુજ કેરૂ નીર,
ધરે શીવ વિરંચી મહામુનિધીર. ૨૯
ચરણોદક પીવા પાંમે જે પ્રાણી,
વસે વૈકુંઠ અભેપદ જાણી. ૩૦
સુધાદિક ચંદન તુલસીસાર,
શાલીગ્રામ શંખ ચક્ર ઉદાર. ૩૧
ઘંટાનાદ તાંબા પાત્ર સુભાસે,
એવું ચરણોદિક અષ્ટ પ્રકાશે. ૩૨
પામે પ્રસાદ પ્રભુનો જે કોઈ,
ટળે જીવ ભાવે હરિ રૂપ હોઈ. ૩૩
મહીમા જાણે રમાઉમા ત્રીપુરાર,

જાણુ ભક્ત ઉધવ બ્રહ્મકુમાર. ૩૪
તુલસીપત્ર પામે હરિ પ્રસાદ,
તેના ટળી જાય કોટી અપરાધ. ૩૫
ચારે ચીન અંગે સોવરાવે છાપ,
તેને કોઇ કાળેના પરશે પાપ. ૩૬
માળા મુદ્રા બાનુ ધરે નર જેહ,
કરે સૌભોવન પવીત્ર તેહ. ૩૭
દ્વાદશ તીલક ધરે જે વિશાળ,
તેને ભાવે ભેટે ભક્ત પ્રતિપાળ. ૩૮
પ્રસાદી પુષ્પ ચઢાવેરે શીશ,
તે તો ત્રણ લોક તણા હોય ઈશ. ૩૯
હેતે હરિ મંદિર ચાલીને જાય,
ડગલે ડગલે જગનતણું ફળ થાય. ૪૦
પ્રભાતે પામે જો હરિ દરશન,
તેનાપર દેવ સમસ્ત પ્રસન્ન. ૪૧
મધ્યાને માધવ દરશન થાય,
તેના બહુ જન્મતણા અઘ જાય. ૪૨
સંધ્યા સમે દરશન પામે જેહ,
સહેજે સંસાર તરે નર તેહ. ૪૩
દંડવતનેહ કરી કરે નર્ત,
તેના અવતાર કહીએકર્તકર્ત. ૪૪
પ્રેમે કરી જે કો કરે કીરતન,
બ્રહ્માદિક તેને કહે ધન્ય ધન્ય. ૪૫

જેકો હરિ મંદીરમાં કરે દીપ,
તે તો પામે વાસ સદાય સમીપ. ૪૬
જેકો હરિ મંદીરમાં કરે વાજંત્ર,
તે તો પામે સુખ સદાય નિરંત્ર. ૪૭
જેકો કરે હરિ મંદીરમાં ચીત્ર,
તે તો પ્રાણી પામે વિભુતી વીચીત્ર. ૪૮
ભાવે કરી પૂજે ભગવતદાસ,
તે તો પ્રાણી પામે હરિપુર વાસ. ૪૯
જેકો હરિમંદીર હેતે સધારે,
તેનાં હરિ કોટી વિઘન નિવારે. ૫૦
બોલી ગાય આપે હરિને કાજ,
પામે ત્રણ લોકતણું તે રાજ. ૫૧
કરે હરિ અરથ બગીચાબાગ,
વસે હરિ ચરણ ધરી અનુરાગ. ૫૨
એવું મહા દુર્લભ સુલભ નામ,
ભજે તેને કાંય ના બેસે દામ. ૫૩
એવા નર નીચને શી દીજે ગાળ,
પ્રભુ તજી કરે જે આળપંપાળ. ૫૪
પ્રેમે ભજે પ્રીતમના શ્રીરંગ,
કરો નિત્ય નેહ ધરી સતસંગ. ૫૫
વિના સતસંગ દુર્લભ સંસાર,
વિનાશ્રમ પ્રાણી પામે ભવપાર. ૫૬
સાખી—સતસંગે સુખ ઉપજે, ભજનાનંદ આનંદ;
સહેજે સહેજે સૌટળે, મોહ માયાના ફંદ.

## રણછોડજીની સ્તુતિ.

સનમુખ ઉભા શામળિયા, શે બોલો નહિ;
શો અપરાધ અમારો જીવણ જાણો, શે બોલો નહિ;
ચરણ શરણ જે આવે છે, શે બોલો નહિ;
તેનાં તમે અનેક જનમનાં બંધનનાંખોકાપી, શે બોલો નહિ;
તમે જાતભાત જોતા નથી. શે બોલો નહિ;
કરમાને ક્યાં કરણી હતી, શે બોલો નહિ;
તેની તમે ખીચડી ખાધી મહારાજ, શે બોલો નહિ;
શવરીનાં ખાધાં બોર, શે બોલો નહિ;
ગુણકા ગીધ અજામેળ સરખો પાપી, શે બોલો નહિ;
સુદામાને ક્યાં ધન હતું, શે બોલો નહિ;
કે દહાડે ભણીઓતો એ ગજરાજ શે બોલો નહિ;
ચોખા મેળમાં શો આચાર હતો, શે બોલો નહિ;
તેનાં તમે તાણ્યાં મુએલાં ઢોર, શે બોલો નહિ;
એવાને અનેક ભગત ઓધારીઆ, શે બોલો નહિ;
એક પ્રીતમ સરખો પાપી, શે બોલો નહિ;
તેનાં તમે અનેક જનમનાં બંધન નાંખો કાપી;શે બોલો નહિ;

## રણછોડજીના શણગાર.

રણછોડજીના રૂપમાં, મન રંગાયું;
લીલાં તે કુંડળ કાને ધર્યાં, મન રંગાયું;
પીળું પીતાંબર પહેર્યું રણછોડરાય, મન રંગાયું;
ઓઢી ઉપરણી કેસરી, મન રંગાયું;

લીલો તે વાઘો અંગે ધર્યો, મન રંગાયું;
પીળે પટકે બાંધી હરિએ કેડ, મન રંગાયું;
પાંપણ ઉપર લહેકે કસબી પાઘ, મન રંગાયું;
જમણે હાથે છડી ધરી મહરાજ, મન રંગાયું;
ભાલ તીલક કેસર તણું, મન રંગાયું;
લીલામણાનો બાંધ્યો છે શીરપેચ, મન રંગાયું;
બાંહેતે બાજુબંધ ધર્યા, મન રંગાયું;
કંઠે લીલા તુળશી કેરા હાર, મન રંગાયું;
કાંડે તે કડાં સાંકળાં, મન રંગાયું;
રત્ન મુદ્રિકા રાજત જમણે હાથ, મન રંગાયું;
અહુરનો રંગલાલ બન્યો, મન રંગાયું;
ગળે તે હાર ગુંજર તણા, મન રંગાયું;
બીજા શોભે હીમતણા શણગાર, મન રંગાયું;
ડાબી બાજુએ કટાર ધરી, મન રંગાયું;
તેના ઉપર બાંધી હરીએ ઢાલ, મન રંગાયું;
કટી કંદોરો કેડે ધર્યો, મન રંગાયું;
પાવલીઆમાં ઝાંઝરનો ઝમકાર, મન રંગાયું;
નખશીખ સુધી શોભીતા શણગાર, મન રંગાયું;

## આ શણગાર કહ્યા પછી નવા ધરે છે તે.

શણગાર સર્વે સજ્યા હતા, મન રંગાયું;
એક પલકમાં બે નવા ધર્યા, મન રંગાયું;
એક કાળ મુસ્તક ધર્યો, મન રંગાયું;
બીજું જમણે અંચુકે નંદલાલ, મન રંગાયું;

છબી છબીલાલાલની, મન રંગાયું;
પ્રીતમ તારા ચરણ કમળને ચહાય, મન રંગાયું;

પદ. ૧.

શું કર્યું ગીતા ગાઇનેરે, તમે શું કર્યું ગીતા ગાઇનેરે.
ભણ્યા ગણ્યા પણ ભેદ નજાણ્યો,
ધિક્ક પડયો પંડિતાઇનેરે; તમે શું કર્યું ગીતા ગાઇનેરે.
ભાગવત ભાંખ્યુ હેત રૂદે નવ રાખ્યું,
કુંટુંબ પાંખ્યું કમાઇનેરે; તમે શું કર્યું ગીતા ગાઇનેરે.
શેષને સાથે મણી છે,
તો પણ જીવેછે જીવ ખાઇનેરે; તમે શું કર્યું ગીતા ગાઇનેરે.
કહે પ્રીતમ પોતાને હાથે,
ગયો ચોરાશીમાં વહેવાઇનેરે; તમે શું કર્યું ગીતા ગાઇનેરે.

## જીવરામભાઇનો બનાવેલો કક્કો.

કક્કા કીરપા કીધી ઘણી, તે માટે ભજ રામજ ધણિ;
રામ ભજયાથી મેળજ મળે, પુન્ય વાધે ને પાપજ ટળે.
મુરખ વીચારી જો તું ફરી, શા કામે તેં કાયા ધરી;
લક્ષ ચોરાશી ફેરા ફર્યો, મહા દુઃખે મનખો અવતર્યો.
ઉત્તમ અવતાર તું લાવિયો, તરવાનો આરો આવિયો;
લાખ ટકાની જાય છે ઘડી, મુરખ શું રહ્યો છું પડી.
આળસમાં દહાડા જાય છે, કાળ માથે ફેરા ખાય છે;
જીવા ભક્તિ ભુદર તણી, કક્કા કીરપા કીધી ઘણી.
ખખ્ખા ખોટો છે સંસાર, સ્વપનાની પેરે નીરધાર;
જાગીને જોશો જાહરે, કાંઇ નહીં રહેશે તાહરે.

કોનાં માત પિતાને તન, કોની નારીને કોનું ધન;
લહેણા દહેણાને કારણે કરી, તો અવતરવું પડશે ફરી.
લહેણું દહેણું પુરૂ થશે, કાયા મૂકીને જીવજ જશે;
માયા વશ પડયો હું અંધ, અવળા સવળા બાંધ્યા બંધ.
મોહજાળમાં મૂકજ ગયો, જનમ મરણનો ફેરો રહ્યો;
જીવરામ તણો આધાર, ખરખરો ખોટો છે સંસાર.
ગગ્ગા ગુરૂના પૂજો પાય, અડસઠ તીરથનું ફળ થાય;
ગુરૂ માત પીતા ગુરૂ દેવ, ગુરૂ તણી જેણે કીધી સેવ.
મનખો સફળ તે નરનો થાય, પાપ સમુળગાં તેનાં જાય;
ગૌ બ્રાહ્મણની સેવા કરો, દયા મહેર રૂદેમાં ધરો.
તુળશીને પીપળો પૂજીએ, પરનિંદા મૂકી દીજીએ;
પરધન પરનારી પરહરો, જુઠા કેરો સંગ નવ કરો.
રામ નામ તે મુખથી કહો, મુનષાદેહનો લાહવો લો;
કહે જીવો જો જંજાળ જાય, ગગ્ગા ગુરૂના પુજો પાય.
ઘઘા ઘણું શું કહીએ કથી, સંસારમાં કોઇ તારૂં નથી;
સગાઇ સર્વે સ્વારથતણી, અંતકાળે તો રામજ ધણી.
કાચી કાયાની માયા કરો, મોહ મમતા શું અદકું ધરો;
પાણીનો પરપોટો જેમ, કાચી કાયા હોયે તેમ.
તેને ફુટતાં કેટલીવાર, મેલી જાશો સઉ સંસાર;
માયા મીઠી મેળવી ખરી, આપ વિચારો જાવું છે મરી.
મનખો રૂડો કર્યો ફજેત, તે માટે તું કાંઇક જ ચેત;
જીવરામ જપે સરવથી ઘઘા ઘણું શું કહીએ કથી.
નના નામું લેખુ લેશે ભરી, તલમાત્રનું લેખું કરી;
જમનોરાય જવાબ માગશે, તડોતડ મોંમાં વાગશે.

પુન્ય તો નામ તારૂં નથી, તેણુ તો બોલાતું નથી;
નાંખશે સરોવર નરકની ખાણ, નહીં બોલાય મુખથી વાણ.
માંસ ચામડી તોડી ખાય, અમર જીવ કેમે નવ જાય;
કાંટામાં કાયા તાણશે, ખેર અંગારામાં નાંખશે.
ઉપર મારે ઘણના ઘાય, પલક એકત્રાં જુગ વહી જાય:
કહે જીવો જે ઝાલો હરિ, નના નામું લેખું લેશે ભરી.
ચચા ચતુરાઇ તારી જોઇ, સુનાપા દેહ તેં અગે ખોઇ;
જીતી બાજી હારી ગયો, પાપી હાથ ઘસંતો રહ્યો.
પાપ કરતાં પાછું નવ જોયું, જુઠું સાચું કીધું ઘણું;
અહંકાર આણ્યો ધનમદ વડો, અવતાર તારો ફુટી પડ્યો.
જીવતરમાં તો ધુળજ પડી, રામનામ જપ્યા નહીં ઘડી;
કહે જીવો જે ચેતશે કોઇ, ચચા ચતુરાઇ તેની જોઇ.
છછા છત પામ્યો તું ધણી, ભક્તિ કરને કુદરતણી;
ધન જોબન આવ્યું હાથમાં, જોર ઘણું તારી જાતમાં.
આ અવસર નહીં આવે ફરી, જોબનમાં ભજીલોને હરી;
જરા આવશેને જોબન જાય, ઉઠીને બેઠાં ન થવાય.
નેણુ નાશીકા તારાં ચુવે, જમના દુતતો વાટજ જુવે;
કહ્યું કોઈ કરશે નહીં કથી, ઘરનાં કહેશે મરતો નથી.
કાયા અટકીને જીવજ ગયો, મનનો મનોરથ મનમાં રહ્યો;
કહે જીવો ભજીલે રામજ ધણી, છછાછત પામ્યો તું ધણી.
જજા જરૂર જાવું છે મરી, વિચારી જોને મનડું ધરી;
જાવું વહેલાં આપોઆપ, સાથે આવે પુન્યને પાપ.
પુન્ય કર્યું જે પ્રાણીએ, જાતે ગયો તેને જાણીયે;

આડી છડીના કરનાર, ઉઘાડાં છે ધરમનાં દ્વાર.
પાપ કરનારને પીડા ઘણી, દુખ દેછે ધરમના ધણી;
રૂડું કરનાર રૂડું ભોગવે, જુઠું કરનાર જુઠું ભોગવે.
કહે જીવો ભજીલોને હરિ, જજા જરૂર જાવું છે મરી;
ઝઝા ઝવેર આવ્યું છે હાથ, વીચારી જોને મનડા સાથ.

જાળવજો કરીને જતન, રંક હાથ આવ્યું રતન;
મનખો ઝવેર કરીને જાણજો, એમાં સંદેહ નવ આણસો.
સંસાર સાગરથી પારજ પડો, કાયા રૂપી વહાણે ચડો;
માયા કેરી જંજાળ ભ્રાંતીની માંહ ભમરા વાય.

લોભની લોહ વડેથી જાલ, તે છુડાડે હેલા તતકાળ;
મનને ન ઠગાવો આલતું કરો, રામનામથી પાર ઉતરો.
કહે જીવો જે ભજે વૈકુંઠનાથ, ઝઝા ઝવેર આવ્યુ છે હાથ;
ટટા તું ટાંચ્યો બહુવાર, ત્યારે મનખો પામ્યો સાર.
ખાવું પીવુંને ખુબી ઘણી, લીલા લહેરતો લક્ષ્મી તણી;
ખંમા ખંમા કરે છે શરવ, તેમતેમ તુજને વાધે ગરવ.
આઠે પહોર તું સુખમાં રહ્યો, રામનામ તો ભુલી ગયો;
ચતુર થઇને કેમ ચુકિયો, રામ નામતો વીસારી મુકિયો.
પગની પાનીતળે છે મોત, જાશો ગોફણ ગોળા સોત;
પલક એકમાં જીવજ જાય, કાળતો સર્વેને ખાય.
લઇનેતો આવ્યાસાર, જાવું એકલાં વારંવાર;
જીવા જનમ્યો અનેક વાર, ટટા તું ટાંચ્યો બહુવાર.
ઠઠા ઠાલી શી કરે ઠકરાઈ, શી કમાયો શી કમાઇ;
આવ્યો તું લાભ લેવા જોઈ, મુળગામાંથી જશો ખોઈ.

લેણાનું તો દેવું કર્યું, એકે કામ તારૂં નવ સર્યું;
ભરે હાથે આવ્યા જાણીયા, ઠાલે હાથે જવું પ્રાણીઆ.
કુત્તાની તો છાંયડી જેમ, મરવુંને અવતરવું તેમ;
તુજને સમજણ પડતી નથી, માયાજાળ વીંટાણી અતિ.
જીવારામ ભજોરે ભાઇ, ઠગુ ઠાલી શી કરે ઠકરાઇ;
ડડા ડહાપણ તારૂં જોયું, પાપ પિયારૂં શેનું ધોયું.
આશા લાંબી પણ મરણું સહી, કાળતો કોઇને મૂકે નહીં;
માટે જંજાળ કાઢી નાંખીએ, રામનામ વાણી ભાખીએ.
સંસાર રાખીને ભજીએ રામ, વાસણ દુધ ભરવાને ઠામ;
સંસારમાં રહીને જો રામજ કહે, તો ઢાળી દુધ રહે બેએ.
જ્યારે જમની બેડી તુટશે, કરમ તમારૂં સર્વે છૂટશે;
કાચ્યો પાગ્યો કાયા તણો, રામનામ મુખથી વાણી ભણો.
જીવા આળસમાં દહાડા ખોયું, ડડા ડહાપણ તારૂં જોયું;
ઢઢા ઢોર તણો છૂટયો અવતાર, હરી ન જાણ્યા એકવાર.
હરણ રોજ જેમ વનમાં ફરે, શ્વાન મંજાર જેમ પેટજ ભરે;
આઠે પહોર કીધી અખેટ, એવી રીતે તેં ભરીયું પેટ.
માતા ભારે મારી ઘણું, દશ માસ વેઠયા તુજ તણું;
ડાહ્યા મનમાં કરો વિચાર, ફરી નહિ આવે મનખો અવતાર.
ફરીને મનખો અવતાર નથી, ઝાઝા વાત શી કહીએ કથી;
બીજા અવતારમાં વાચા નહિ, સુનશા રામ કહેવાશે સહી.
કહે જીવો ભજીલો રામજ સાર, ઢઢા ઢોર તણો છૂટયો અવતાર;
રેણુ લીજીએ નારાયણનું નામ, જેથી પામીએ ઉત્તમ ઠામ.
એથી પાર ઉતરશો ભાઈ, શું રહ્યા છો આળસ ખાઇ;

આળસમાંતો મન ખો ખુઓ, કાંઇક પાછું વાળીને જુઓ.
સમજુને શી શીખામણુ એહ, રામનામ શું રાખો નેહ;
મુરખને તો લાગતી નથી, જેમ પથ્થરપર પાણી અતિ.
જેવું કરશો એવું પામશો, ધરમને ઘેર સરવે જાણશો;
વાવરશો એવું લણશો સહી, કરસો એવું ભોગવશો ભાઇ.
કહે જીવો જે મુકી દીજીએ કામ, રેણુ લીજીએ નારાયણનું નામ;
તત્તા તરવું તે ધારજો, આપે અહંકાર પ્રથમ ટાળજો.
પંચ ઇંદ્રિ વસજ કરો, જૂઠા કેરો સંગ પરહરો;
પરધનની આશા મુકીએ, પરનીંદા પરનારી તજીએ.
ભાવેથી ઇશ્વરને ભજો, માયા મોહ તો સર્વે તજો;
પુન્યદાન તો દીલથી કરો, ઇષ્ટગુરૂનું ધ્યાનજ ધરો.
માત પીતાનુ વચન થાપીએ, ભુખ્યાને તો અન આપીએ;
કહે જીવો જે મમતા તજો, તતા તરવું તે ધારજો.
થથ્થા થોડામાં કહ્યું છુ ઘણું, હેતું જોને પોતા તણું;
અહંકારી જે રાવણ રાય, નવે ગ્રહ બાંધ્યાતા પાય.
ઇંદ્ર બ્રહ્મા વસજ કીધા, નવે ખંડ જીતીને લીધા;
મહા અતિબળીઓ લંકાપતી, કાળના મુખમાં ગયો સરવથી.
ગયા ભીષ્મ કર્ણને દ્રોણ, પાંડવથી તે બળીઆ કોણ;
જદુપતી જાદવ દુર્યોધન, ગયા માનધાતા રાજન.
મોતતો સર્વને શીશ, માટે સમરો શ્રી જુગદીશ;
જીવા નામતો રામ તણું, થથા થોડામાં કહું છું ઘણું.
દદા દેહમાં જો મન ધરી, કોણ બોલે છે પ્રીતે કરી;
શોધી કાઢો એહને, શું વળગી રહ્યા છો દેહને.

પુરવ જનમનું પુન્ય જાગશે, તો લાભ હાથ લાગશે:
પેલા ભવનું ભાગ્યજ ભળે, તો મરવુંને અવતરવું ટળે.
કાયા તારી નીરમળ થશે, જનમ મરણનો ફેરો જશે:
એકે ચીતે જો રામજ કહે, તો ભવ સાગર પાર ઉતારી દે.
કહે જીવો શું ઇચ્છો હરી, દદા દેહમાં જો મનધરી;
ધધા ધણીને ભુલી ગયો, જેથી જનમ તારો થયો.
માને પેટ હતા જ્યારે, મહાદુઃખ પામ્યા તારે;
ઊંધે મુસ્તક પીડા ઘણી, ઉપર જવાળા અગ્નિ તણી.
મળ મુતર જે નરકની ખાણ, તેહમાં વીંટાયા તારા પ્રાણ;
વેદનાતો વીંછીથી ઘણી, ત્યારે તેં સંભાર્યો હરીધણી.
કાઢ બહાર મુજને શ્રીરામ, હવે નહીં ચુકું તારૂં ધ્યાન;
બહાર આવ્યાને સુખીઆ થાય, દુખ હતાં તે સરવે જાય.
પછે જીવા જર જોબન મદ થયો, ધંધા ધણીને ભુલી ગયો;
નના નરક ચુકાવી દ્યો, હરી ભજ્યાનો લાહવો લો.
જમની ફાંસી ચુકાવશો, અઘોર પાપથી મુકાવશો;
ગરભ વાસનાથી છુટશો, સુખ સાગર તણું લુંટશો.
ફરી નહીં આવો માને પેટ, રામચરણ પહોંચાડે ઠેઠ;
જેજે મનોરથ મનમાં હશે, રામ નામથી સરવે થશે.
જેમાં જોર થાયે નહીં લેશ, તે વાત સરવે પહોચસે પેસ;
નામ એટલાનો નાસ છે, વેદ પુરાણ પોકારી કહેય.
ભણે જીવો શ્રીરામજ કહો, નના નરક ચુકાવી દ્યો;
પપા પરનારી પરહરો, સાધુ સંતની સેવા કરો.
પરનારી તો નરકની ખાણ, ધન જોબનની થાયે હાણ;

અંતે પરનારી લે પ્રાણ, જીવતાં નરકે પડવું નીરવાણ.
પરનારીનો સંગ જે કરે, તેને પેટ તો તે અવતરે;
એતો જગત અંધા કહેવાય, અજીતજીતી નવ જાય.
કુડી નજરતો ના કીજીએ, માત સમાન માની લીજીએ;
રિશ્વરાણી એ છે માત, જાણે જગત બધું વિખ્યાત.
જીવરામ ચરણમાં ચીત ધરો, પપા પરનારી પરહરો;
ફેરા ફજેત થયો બહુવાર, લખ ચોરાશી ધર્યા અવતાર.
અગણિત ખાંણ્ય તું અવતર્યો, કંઈક કાલ અથડાતો ફર્યો;
મરતોને અવતરતો ફરી, ત્યારે તેં સંભાર્યો હરી.
દીન બંધુ દીન દયાળ, સેવકની કરો સંભાળ;
કંઇ જનમને પુન્યે કરી, મનખામાં તેં દેહજ ધરી.
બાળપણામાં રમતમાં ભળ્યો, જોબનમાં તારૂણી મળ્યો;
વ્રધ પણે કાયા નહીં થીર, નવ સંભાર્યા શ્યામ શરીર.
જીવા અફળ ગયો આ અવતાર, ફેરા ફજેત થયો બહુવાર;
બબા બુડતાં ઝાલ્યો હાથ, અંતે એક વિશંભર નાથ.
વિધિ તણું જે પુરૂં કરે, મુનિવર તેહનું ધ્યાનજ ધરે;
ઇંદ્ર બ્રહ્મા કોઇ નવ કળે, જમ જાગે ખોળ્યા નવ મળે.
જપ તપ સાધન કરે તે સહી, સ્વપ્ને તેને દરશન નહીં;
ભક્ત વત્સલ ભુદર કહેવાય, ભક્તના વેચ્યા વેચાય.
ભક્તને આધીન છે ભગવાન, કરો ભક્તિ મેલી અભિમાન;
ભક્તિથી ભવ સાગર તરે, ભક્તિથી સ્વર્ગે સંચરે.
કહે જીવો ભજો રઘુનાથ, બબા બુડતાં ઝાલ્યો હાથ;
એસા ભક્તિ સૌથી વડી, ધન્ય ભાગ જેને ચિત ચડી.

પુન્ય અવિચળ પદવી આપીએ, સુદામાનાં દરિદ્ર કાપીએ;
નામ દેવની છાપરી છાઇ, બળતા રાખ્યા પાંડવ ભાઇ.
ઘણા ભગત શું રાખ્યું હેત, વણ બીજે નીપજાવ્યું ખેત;
મીરાં બાઇનું ઝેર પીધ, ગુણકાને વીમાનજ દીધ.
ચંદ્રહાસને ઉગારીઓ, સુધનવા બળતો તારીઓ;
સંગમાં તો ભક્તિ ખરી, સમજો જન ભજીસો હરિ.
જીવ. જીવ સાથે જડી, ભભા ભક્તિ સૌથી વડી;
મમા મુળ જુવોને ભાઇ, કાયા જીવને શી સગાઇ.
નાતરૂ કાયા જીવજ તણું, કાયા મન વીચારો ઘણું;
જેવી નારી નાતરા તણી, કરે બીજો એવી ઘરધણી.
જીવ નીસરી જ્યારે જસે, બીજે ખોળીયે પેદા થશે;
કોણ જાણે દેહ પડશે ક્યાંહી, વાટ ઘાટ કે રણજમાંહી.
જેમ જીરણ વસ્ત્ર કાઢી નાંખીએ, નવા પોશાક પાસે રાખીએ;
ચતુર ચેતી લ્યો સુઝ અતી, કાયા જીવને સંબંધ નથી.
જીવા રામ શરણે રહો સાહી, મમા મુળ જુવોને ભાઇ;
જજા જોબન જાય છે, રામ ભજતાં આળસ થાય છે.
અમ્રુત મેલી વીખ ખાય છે, શું માયામાં લલચાય છે;
માતા જાણે મોટો થાય છે, જમના દુત લેવા ચાય છે.
અંધ ધંધમાં શું ધાય છે, આઠ પહોરતો અથડાય છે;
આ મારગ શીદ જાયછે, મનખો તારો ઘટી જાય છે.
જો ચિતે રામ ભજવાને ચહાયછે, વિમાન ચઢી વૈકુંઠ જાયછે;
રામ કહેતાં નીરમળ થાયછે, પાપથી તો મુકાય છે.
જીવો હરીના ગુણ ગાયછે, જજા જર જોબન વહી જાય;

વેરા રામનામ લીજીએ, જમમેલી અમ્રત પીજીએ.
રામનામ જેને મુખ વસ્યું, તે પ્રાણીને પાતક ક્શ્યું;
રામ સાથે નેહુને, ધન અવતાર તેની દેહને.
રામનામ મુખથી વાણી ભણી, ધનધન માત તે નર તણી;
રામનામ મુખથી કહેવાય, મનખો સફળ તે નરનો થાય.
રામના ગુણ ગાય છે, તે ધણી જીતીને જાય છે;
સંસારમાં તો રામનું નામ, અંતકાળે તો એમનું કામ.
જીવા કામ મુકી દીજીએ, વેરા રામનામ લીજીએ;
લખા લક્ષ્મી પામ્યો અતી, પુરવ જનમના સંચા થકી.
ખાવ પીઓને ખરચો વાવરો, પુન્યદાન પરમારથ કરો;
લક્ષ્મી જે પૃથ્વીમાં ધરે, ભોરંગ થઇને ચોકી કરે.
ધન દાટે ને વાળે વેત, તેનું જાય કુલ સમેત;
જેમ ખરચે તેમ ભમણી થાય, કોઇક રળેને કોઇકજ ખાય.
લક્ષ્મી રાખી રહેતી નથી, વેદ પુરાણમાં કહે છે કથી;
લક્ષ્મી વાવરે તેની થાય, પાપી હાથ ઘસતો જાય.
જીવા જો કરમની ગતી, લખા લક્ષ્મી પામ્યો અતિ;
વવા વારે ઘડીએ શું વારીએ, ગરભવાસના મનમાં ધારીયે.
બ્રાહ્મણ તળશી પીપળોને ગાય, એ ચારે ઈશ્વર કહેવાય;
એ ચારની સેવા કરો, સાત ઇકોતેર પીત્રી ઓધરો.
બ્રહ્મ ભોજન વ્રતથી થશે, અઘોર પાપ તેનાં જશે;
એ ચારેની નીંદા કરે, રૈરૈ નરકે સંચરે.
એ ચારે ઇશ્વર જાણીએ, પુજન કરી મનખો માણીએ;
તારણ તરણ એતો કહેવાય, એ પુજેથી સ્વર્ગ જવાય.
જીવા જોર જુલમ હારીએ, વવા વારે વારે શું વારીએ;

બીજા શશાશીવ શીવકહો,બીજું સરવે મુકીદો.
શિવાયનમો એવું કહેવાય, જનમ જનમનાં પાતક જાય:
પંચ રાત્રી મંત્ર છે એહ, સારમાં સાર જાણો તેહ,
શીવ પુજનતણો મહીમાય, શેષ નાગે કહયો નવ જાય:
શીવ વિષ્ણુ તો એક સ્વરૂપ, ભેદના લહે બ્રહ્માદિક ભુપ.
શીવ વિષ્ણુમાં અંતર કરે, કુળ સહીત નરકે સંચરે:
નીંદા કોઇની કરવી નહીં, કુળ ધરમ તો ચાલો સહી.
જીવા લાભની લેખણુ લયો, બીજા સસા શીવ શીવ કહો:
હહો ભજ હરી હરી, મનખો નહીં આવે ફરી ફરી.
કાચના કુંપા સરખી કાય, રત્ન જોબન તારૂં વહી જાય:
પંચ ભુતનું પુતળું એહ, પંચેથી બંધાઇ દેહ.
કાયા જીવ બે જુદાં થશે, પંચ ભાગ પંચ લઇ જશે:
રૂવે સુરખને જુવે ફરી, ખોળીયું બાળીને રાખજ કરી.
નારી વહાલી ઝાઝી હતી, બોલાવીને પાછી જતી:
ચરણ શેવો હરિદાસના, ભુંડી ભલી રહેશે વાસના.
જીવા જવું છે મરી મરી, હહો ભજ હરી હરી:
યથા આશા પુરશે સહી શ્રી મુખે તો વાચા થઇ.
નથી બેસતું એનું દામ, નથી જોર જુલમનું કામ;
રામ નામતો મફત કહેવાય, પુરવ જનમને સંચે લેવાય.
ગુરૂને પ્રતાપે કેવી નીંધા, અક્ષર બત્રીસ પુરા થાય;
અક્ષરે અક્ષરે ફળદાન, સાંભળતાંમાં ગંગા સ્નાન.
ગુર્જર દેશ તે ધોળકું ગામ જીવા બ્રાહ્મણ તેનું નામ;
જીવે વાણી નીરગુણ કરી, યથા આશ પુરશે સહી.

સમાસ

## પતિવ્રતા નારિનો ગરબો.

સહીયર સાંભળો શીખામણ આ સંસારનીરે.
શોભે સુંદરીઓ સદ્ગુણ સણગાર,
ગાવું ગીતમાંને ખોટ પુરે તારૂણીરે.

સાખી.

સદાચરણ સાડી ભલી, નીતિ ચોળી અંગ,
પહેરો પ્રેમ પ્રેમદા, શોભે અંગ સુરંગ;
પ્રીતમ પ્રેમનો ગળામાં હારછેરે.
નીરમળ નેહ થકી શોભે શુધ શરિર. ગાઉ ગીત૦

સાખી.

વિવેક ચુડી કર ધરી, કંચન વચન મધુર;
વિનય થકી પતિ વશ કરી, દીપાવો તમે ઉર. સહી૦
મંત્રને જંત્ર જુઠા જાણજોરે,
સુંદરી મનમાં એવો કદિ ન રાખો વહેમ. ગાઉ ગીત૦

સાખી.

પટીયાં પાડે શું થયું, શું થયું ગોરે અંગ;
મનતો પર પુરૂષે વશ્યું, ગમે નહિ સ્વામિસંગ. સહી૦
આભને ધરતીનું છેટું જેટલુરે;
તેવું હોય તો જાણી જીવતરને ધિક્કાર. ગાઉ ગીત૦

સાખી.

શાલે ઉપર નાતજી વરો અંતરના શોક;
પતિ સહિત પ્રભુને ભજી, સુખમાં કરો કલોલ. સહી૦
જગદીશ તે જોડા ઉપર બલીહાર છેરે.
રીઝે જગતપતિ આપે વૈકુંઠ વાસ. ગાઉ ગીત૦

સાખી.

પરનર પથ્થર જાણજો, હોયજો ભારે ભુપ;
રંક હોયની જે પતી, જાણો ઇશ્વર રૂપ. સહી૦
ફોરેલી આંખે ફરે, જેમ ફાતડારે,
સખીઓ બોળ્યું જેણે સાત પેઢીનું નામ. ગાઉ ગીત૦

સાખી.

ધીક્કાર વ્યભિચારને, નીતિ વ્રત ભંગ થાય;
અનઆરી બેસી રહો, લંબાએ લંબાય. સહી૦
વ્યભિચારી નારિને ધિક્કાર છેરે;
કોપે જગત્પતિ નાંખે નરકની માંહ્ય. ગાઉ ગીત૦

સાખી.

અહલ્યા, તારા, દ્રોપદિ, પુરવે હતી જે નાર;
ચરિત્ર તેનાં સાંભળી, ઉતરો ભવ પાર. સહી૦
સીતા તારા દમયંતી સતી થઇ ગઇરે;
જુઓ વેદ પુરાણે શાસ્ત્ર દે છે સાખ. ગાઉ ગીત૦

સાખી.

શાવંત્રી સતીઓ સહી, તે થઇ ગઈ અપાર;
પ્રાણ જતાં પણ દેહથી, છોડયો નહિ ભરથાર. સહી૦
સહીયર શીરને સાટે સેવો સાચા નાથનેરે,
જોતાં પતિ એજ પરમેશ્વર ફેર નહિ લગાર. ગાઉ ગીત૦

સાખી.

શીખામણ આ સાંભળી, દેશો નહિ કોઇ દોષ;
ફાવે તો લેજો ગ્રહી, ધરજો નહિ કોઈ રોષ.

બેનો સારાને માટે મેં આટલું છે કહ્યુંરે.
કરતાં રીશ ન ક્ષમા કરજો મુજ અપરાધ. ગાઉ ગીત૦

સાખી.

સજ્જન સારજ લઈ જશે, નીંદશે નીંદક લોક,
તેનો હું મુજ મન વિષે, જરા ન કરતી શોક;
સહીયર રૂપીને મુની શું સુચવેરે,
જો જો શું લખ્યું છે નીતિ શાસ્ત્રની માંહ્ય. ગાઉ ગીત૦

સાખી.

જેવું છે તેવું કહ્યું, વધુ નથી વિસ્તાર,
વેદ ગાઇને કહ્યું, કરશો જો વિચાર:
સાહીઅર આથી પામે પરમ મનોરથ સુખનેરે,
જાણો પતિ સદા છે ઇશ્વરરૂપ સાક્ષાત. ગાઉ ગીત૦

સાખી.

સતીઓએ સંકટબહુ સહ્યાં, પણ રહ્યાંસ્વામીની સાથ,
તન મન ધન અર્પણ કરી, જાણ્યા મોટા નાથ:
સહીઅર એથી વહાલું અદકું બીજું છે નહિરે,
જાણો પીઉજી પાછળ સઘળો કુટુંબ પરિવાર. ગાઉ ગીત૦

સાખી.

શીખામણ આ લઇ જજો, હેતે રાખી હાથ,
ગમે તેમ કરી સખી, રહો સ્વામીની સાથ;
સહીઅર ખરૂંજ જોતાં દૈવતને એ સાર છેરે.
આપે જીવતાં સુખને મુએ મોક્ષ અપાર. ગાઉ ગીત૦

સાખી.

સ્વામીની સાથે સુંદરી, ભોગવો રૂડાં સુખ;
જો પીઉજીએ પરહરિ, તો દારૂણ પામો દુઃખ;
સહીઅર પગલેને પગલે કરોડ કલંક વદે સદારે,
નીંદે લોક ને ભોજાઈ મારે બોલ. ગાઉ ગીત૦

સાખી.

લક્ષ સમરથી પીયર વિષે, કાંઇન આવે કામ,
ખોટી સમરથી એ ગણો, દુર્બળ ભલે નીજ ધામ;
સહીઅર સાસરીની સૂળી તો ઘણી મીઠડીરે,
સદ્દગુણી હોતો કરજો આ શબ્દનો તોલ. ગાઉ ગીત૦

સાખી.

પતિવ્રતાને સત્ય કરી, ટકયાં સત્ય પાતાળ,
પતિવ્રતાને સત્ય કરી, શેષ ધરે શીર ભાર;
સહીઅર પતિવ્રતાને સત્યે કરી હરિ બંધાઇ ગયારે,
જેના ગુણ રોજે સ્વર્ગે દેવો ગાય. ગાઉ ગીત૦

સાખી.

ધન્ય ધન્ય એવી સુંદરી, પામે જે કોઈ ભુપ,
મન લીધું પલમાં હરિ, દુર્બળ કીધો અનુપ;
સહીઅર ગરીબ હોયને ગૃહસ્થ પણ એ ચાલતીરે,
રાખે અનેક જુકિત રચીને ઘરનો ભાર. ગાઉ ગીત૦

સાખી.

આભૂષણને કારણે, કંકાસ કરતી નાર,
તોછડાઈ ઘણી કરે, બાળે નીજ ભરથાર;

સહીઅર લાખ ટકાની પ્રીત પલકમાં પરહરેરે,
જરા ન રાખે દયાને પીઉનો પ્યાર. ગાઉ ગીત૦

સાખી.

રીસાઈ રજની વીપે, ખુએ પરમ જે સુખ,
પીઉ ખુશામત અતિ કરે, જોઈ ચડેલું મુખ;
સહીઅર એ તો અનિતિ સદ્ગુણીને નહિ કામનીરે,
સદ્ગુણી બેઠી સદાય કરતી આ વિચાર. ગાઉ ગીત૦

સાખી.

સર્વ સુખમાં સુખ છે, સ્વામીનુંજ એ સાર,
તેના પાછળથી સખી, સઘળો કુંટુંબ પરિવાર;
સહીઅર તેથી સ્વામીને શીરને સાટે માની સદારે,
રાખો ચીતની વૃતિ ચરણ કમળની પાસ. ગાઉ ગીત૦

સાખી.

સર્વ વ્રતમાં વ્રત છે, પતિવ્રત જે સાર,
સોભાગ્યને સદ્ગુણી સુંદરી, બીજો નહિ અધિકાર;
સહીઅર વ્રત તીરથ સો પતિ ચરણમાં સમાઈ રહ્યાંરે,
માટે પતિને જાણો સો સારમાં સાર. ગાઉ ગીત૦

સાખી.

આ પ્રમાણે ચાલશો, સુખી દીસો દીન રાત.
સહેજે વૈકુંઠ પામશો, વખાણશે નાતને જાત;
સહીઅર સ્વર્ગને વિષે અમરલોક સ્તુતી કરેરે,
જેનાં દરશન નિત્યે કમળાપતિ ચહાય. ગાઉ ગીત૦

સાખી.

દુઃખ દરિયા સંસારમાં, કોઈ કોઇનું નહિ કોઇ,
લહેણું દેણું અવતરે, જેને જેવું હોય;
સહીઅર મારૂં ને તારૂં શા જીવ્યા કારણેરે,
જેનું લહેણું પતિને તરત ચાલી જાય. ગાઉં ગીત૦

સાખી.

સ્વામી આવે બજારથી, પૂછે કુશળ ક્ષેમ;
જળ ઝારી કરમાં ગ્રહી, જેને ઝાઝો પ્રેમ;
સહીઅર જળ મીન જેવી પુરાણ પ્રીત છેરે,
વિયોગ પડે પલમાં પ્રાણજ જાય. ગાઉં ગીત૦

સાખી.

પૂર્વે કહીઓ જે સતી, તેમાંનું અમર ન કોય,
પણ અમર આ જુગ વિષે કીરતી તેની સોય;
સહીયર વેદ પુરાણ જેના જશ ગાયછેરે,
તેનાં ચરિત્ર જોઈને રાખે એ અભ્યાસ. ગાઉં ગીત૦

સાખી.

એક ઘરાણાને કારણે, સાણું દુભાવો નાથ,
અંતે જાવું એકલાં કોઇ ન આવે સાથ;
સહીયર ખાધું ને પીધું તે તારૂં સદારે,
ઇશ્વર ભજન કરીને રાચો સ્વામીસાથ. ગાઉં ગીત૦

સાખી.

પતિનું મન રીઝવી, લો ભજનની માળ,
દુઃખ દરિઓ છૂટિ જશે, છૂટે જનમની જાળ;

સહીયર એ વિનાનો બીજો ઉપાય છે નહિરે,
કેમે રીઝી મનમાં ગુમાન ગવરી ગાય; ગાઉં ગીત૦

સંપુર્ણ ગરબો.

## રાગ ગરબો રાગ પુનમ ચાંદની.

સહીઅર દુનિયાંમાં જનમીને સાર્થક શું કર્યુંરે,
કહું ધન ધન મીરાંનો અવતાર;
ભાવે ભજીએ સીતાપતી રામનેરે.
સહીઅર સગાને સબંધી કોઇ નથી કામનું રે,
માતને તાત બંધુ પ્યારો જે ભરથાર. ભાવે૦

સાખી.

ભકિત મીરાંએ કરી, તજી રાણાનું રાજ,
એક ચિત્તે ભજીઆ હરિ, સંસાર કીધો તાજ;
સહીયર ખડગ લઇને રાણોજી મારવા ગયારે,
આખર જાણી હરિએ મીરાં બતાવી હજાર. ભાવે૦

સાખી.

ભક્તિધ્રૂજીએ કરી, પાંચ વરસની માંહ્ય;
તપ લાધ્યું ત્રણ લોકમાં, ઇંદ્રજ કોપ્યો ત્યાંય;
સહીયર સુરપતિ વિધિને શરણે ગયારે,
આપ્યું ધ્રુવને પદ અવિચળ ઉપર રાજ. ભાવે૦

સાખી.

ભકતી પ્રહ્લાદે કરી, પીતાજ કોપ્યો શીશ,
શીરસાટે ભજીઆહરિ, મૂકયા નહિ જગદીશ;

સહીયર પીતાજીએ પર્વત પેરે પછાડીઆરે,
[illegible] જાણી હરિએ થંભામાં પુર્યો વાસ. ભાવે૦

સાખી.

ભકિત નરસૈયે કરી, તજી નાગરી નાત,
એક ચિતે ભજ્યા હરિ, ન જોઇ જાત કુજાત;
સહીયર મંડલીક રાજા ખડગ લઈ ઉભો રહ્યોરે,
કેદારો મુકાવા ધાયા કાળી રાત. ભાવે૦

સાખી.

ભકિત મીરાંબાઇ કરી, નરનારિ સંગાથ,
વિવેક [illegible] ધર્યો, ચાલ્યા કાળી રાત;
જેની ભકિતએથી વિઠલવર વશ થઈ રહ્યોરે,
એવા ભક્તનો ખાતર તાર્યો સબ ગુજરાત. ભાવે૦

સાખી.

ભકિત છે ઘણી દોહલી, ભવસાગરની માંહ્ય,
જોતાં ન મળે સોહલી, જો વિચારો જયાંય;
સહીઅર ભકિત જોતાં ખરા ખાંડાની ધાર છેરે,
ભકિત કરીને ઉતરો ભવસાગરજ પાર. ભાવે૦

સાખી.

મોહ તણી નદીઓ દીસે, આભરણની માંહે,
ચેતે તે નર તરિ જશે. ગાફલ બુડે ત્યાંય;
સહીઅર રામ નામનું શસ્ત્ર જેને હાથ છેરે,
તેને કોણુજ રોકે સ્વર્ગેનિ જાતાં વાટ. ભાવે૦

## સાખી.

ગાય શીખેને સાંભળે, કહે ગુમાન નામીશીશ,
જ્ઞાન ધ્યાન ભક્તિ મળે, એ માગું બક્ષીસ;
સહીયર કદી ન ઇચ્છે જન્મ મરણના ત્રાસનેરે,
સદાય રાખે પ્રભુજી ચરણ કમળની પાસ.
ભાવે ભજીએ સીતાપતિ રામનેરે.
પહેલા પ્રણમું ગણપતી દેવરે,
સ્વામી સુધ બુધ આપો તતખેવરે,
પ્રથમ સમરૂ માત સરસ્વતીરે,
કરો કૃપાને આપો સુમતિરે. ૧
મારા મન તણા પહોંચે કોડરે,
જેમ પ્રસન થાય રણછોડરે;
કહે બોડાણાનું આખ્યાનરે,
સાંભળે થાય ભક્તિનું જ્ઞાનરે. ૨
ગુણનીધી દેશ છે ગુજરાતરે,
હરી આવ્યા છે મહાઝમ રાતરે;
કહુ સંક્ષેપે વરણન એનુંરે,
કાને સુણતાં પાતક જાય તેનુંરે. ૩
બોડાણા જે મહાભકત થયારે,
લાવ્યા રણછોડ ડાકોરમાં રહ્યારે;
ઘર ગંગા નારી તેનીરે,
મહાભારી ભક્તિ છે બેનીરે. ૪

## નરભેરામ કૃત બોડાણો.

### રાગ ગરબી.

ડાસરાનું છે ડાકોર ગામરે,
જાત રજપુત વજેસિંહ નામરે;
ગંગાબાઇ ગંગાજળ નારીરે,
ભકિત અંકુર બેઉનો ભારીરે. ૧

પુર્વ સંચે કરીને સંઘ આવ્યોરે,
તેતો બોડાણાને મન ભાવ્યોરે;
દ્વારકાંની વાતો સુણી કાનરે,
વાધ્યો પ્રેમને ભુલ્યો દેહ ભાનરે. ૨

ઊભેનળ ઉભરાય જળ જેમરે,
પ્રેમ ઉભરાણ ચઢી ગયું તેમરે;
ઉભરાણો જ્ઞાનમાં ભારીરે,
આ વાત કહી જ્યાં છે નારીરે. ૩

તમે વીનતા આજ્ઞા આપોરે,
નહાઉં ગોમતીને લેઉં છાપોરે;
ત્યારે વીનતા કહે શીરનામીરે,
મને લેઇને જાઓ તમે સ્વામીરે. ૪

પંથ લાંબે તે એકલા પધારોરે,
પતિવ્રતાને ધર્મ શો મારોરે;
માટે માનોને સ્વામી વચનરે,
બેઉની ભકિતએ હરી પરસંનરે. ૫

છપ્પા.

બોલ્યાં ગંગાબાઇ નાર, ગંગાજળ મધુરી વાણી;
બેઉ કરજોડી રહ્યાં, કહ્યું એ ધન્ય કમાણી.
મુજને તેડો સાથ, સુખ આપણ બેઉ લીજે;
કૃષ્ણ આવે હાથ, કારજ એવું કીજે;
વીદ્યા પંથને ગાનમાં, તાળી ભુજ બેઉ ઠામ છે.
કહે નરભો ગંગાબાઇ કહે, ભકિતમાં બેઉનું કામ છે,
કામની કહે છે કંથને, બ્રહ્મચર્યને ધરવું,
જૂઠું લેશના બોલવું, જ્યારે તીરથમાં ફરવું.
ભુમીસેન કરો ભજન, વીષય વીકારો ટાળો;
પાંચે ઈંદ્રિ કેદમાં, એ રીતે મનખો ગાળયો;
સ્વામી એ શીખામણ માહરી, જેને કામ હોય નાથનું;
કહે નરભો ગંગાબાઇ કહે, તમે નેમ કરો તે વાતનું. ૨
ત્યારે બોડાણો બોલીઓ, રૂડી તેં વાત વીચારી;
મુજ કરતાં વિશેષ, નિરમળ બુદ્ધિ તારી;
કહ્યું શાસ્ત્રમાં જેમ, એણી રીતે કરવું,
સુખેથી ચાલો સાથ, ધ્યાન હરીનું ધરવું;
દ્રઢ કરીને બાંધીયું, ચીત રાખ્યું ગોપાળમાં,
કહે નરભો નરનારી તે ચાલ્યાં પ્રાતસકાળમાં. ૩

ગરબી.

લીધી ભેઠ સામગ્રી ભલી ભાતરે, નરનારી ચાલ્યાં શંખ સાથરે;
બ્રહ્મચર્યે જપે જુગદીશરે, વાટે દીવશ વહી ગયા ત્રીસરે. ૪
એમ કરતાં પરમધામ આવ્યું રે. દીઠું દેવળને શીશ નમાવ્યુંરે;

કુશેશ્વરનું તે દરસન કરવુંરે, પછી બીજા તીરથમાં ફરવુંરે ૫

છપ્પા.

દ્વારકાં મહાત્મની વાત, કહુંછું તે સંક્ષેપે,
શાસ્ત્ર વહાલું જેહને, તે સુણો આણી હેતે;
ઋષિ દુરવાસા જેહ, ગંગામાં મરજન કરીયું,
વિશ્વનાથને પુજીયા, નેમ દ્રઢ કરીને વરીયું;
ગોમતી સંગમને વિષે, અર્ઘ્ય સુર્યને દેઈશું,
કહે નરભો દુરવાસા કહે, પછી જળફળ મુખપર લેઇશું. ૬.
કુશનામને દૈત્ય, કુશસ્થળથી રાજ કરે છે,
કોટી દૈત્યનો ધણી, આણ તેહની ફરે છે;
ઋષિને કાઢી મૂકીઆ, તર્પણ કરતાં વાર્યા,
ઋષિએ વિષ્ણુ બોલાવી, કોટી દૈત્યને સંહાર્યા;
પહેલું દરશાન પુજન તારૂં, વરદાન વિષ્ણુએ આપીયું,
કહે નરભો શ્રીકૃષ્ણજીએ, લીંગ કુશેશ્વર સ્થાપીયું. ૭.

ગરબી.

ન્યાળા ત્રીકમ વાંકડાં નયણેરે,
ચીત ચોટયું રણછોડજીના ચરણેરે;
હેમ છત્ર શોભે છે શીશરે,
એવા નીરખે છે બેઉ જગદીશરે. ૮.
કાને ચોકડાં કુંડળ રહ્યાં શોભીરે,
આંખ અણિયાળી નાકમાં મોતીરે;
શંખ ચક્ર ગદા પદ્મ શોભેરે,
રૂપે કોટીતે કામદેવ લોભે રે. ૯.

ચરણે નેપુર રહ્યાં ધમકારીરે,
એવા નીરખે છે નરને નારીરે;
હરી નીરખીને મન હરખાયાં રે,
પ્રેમ ભક્તિયે ગોમતી ન્હાયાંરે. ૧૦.
માસ રહીને ડાકોર આવ્યારે.
ગામ લોક સરવને ભાવ્યારે;
નરનારી મળી વીચાર કીધોરે,
વંદ્રાને પાવવા લીધોરે. ૧૧.

છપ્પા.

બોલ્યાં ગંગાબાઇ નાર, ધ્યાન હું નાથનું લાવી;
તે કરશું અમો નીત્ય, રૂદીયામાં પ્રેમ ધરાવી;
ઉભી રહિ માળા જપું, ધ્યાન એક ચીતે લગાવું;
ઊઠું પાછલી પહોર, અમો ઓરંતે ન્હાવું;
શીર સાટે મુકું નહીં, એવી મનમાં આશા છે;
કહે નરભો ગંગાબાઇ કહે, મને પુરણ પ્રેમ પ્રકાશ છે; ૬
બોલ્યો બોડાણો ત્યાંરે નારી નથી વયતારી;
સંસાર સુખે મન જશે, ભજાશે નહી ગીરધારી;
આવે તર્ત વૈરાગ આખર જાતાં કુસે, જોગી ભોગીને ભેખ,
માયાના સુખમાં ભુલે, સંસાર રંગપતંગ છે;
તે દેખી મનડાલાવશો, કહે નરભો બોડાણો કહે,
ભક્તિમાં વીઘન લાવશો, બોલ્યાં ગંગાબાઇ નાર;
જુઠું જુએ કોણ ઝાંખી. સંસાર વિશેની વાત,
મુળેથી કાઢી નાંખી, અમો ધરશું ધ્યાન;

ભુવનમાં સ્થીર થઇને; વાવો તુળશી હાથ,
ચહાવો કૃષ્ણને જઇને, એ કરતા છે વિધનો;
એવું રૂદીયામાં ધારીએ, કહે નરસેરામ ગુરૂ થકી,
એમ નેમ લીધો નરનારીએ; ૮

## ગરબી.

જમણા હાથમાં તુળસી વાવીરે,
કરે ઊપવાસને જાય આવીરે;
તુળશી ચરણ ધરાવે હેત ધારીરે,
નારી ભક્તિ ભોવનમાં ભારીરે. ૧૨
બ્હોતેર વરસ તે તુળશી ચહાવીરે,
ત્યારે દયા દયાળને આવીરે;
જોયો ખેપ બોડાણાનો ભારીરે,
તેથી વીશેષ કરે છે ઘેર નારીરે. ૧૩
એની નારીનું ધ્યાન તુળશી એનીરે,
એનો ખેપ દેહ રતીભારી સ્નેહ નહીંરે;
એને વરદાન આપું નિરવાણરે,
ત્યારે પેટમાં આવે મુજ પ્રાણરે. ૧૪
બેસી કૃષ્ણ એકાંતે વિચારેરે,
કીયું પદ આપવું ઘટે મારેરે;
કોઇને આપ્યું નથી મેં જેહરે,
એને આપવું ઘટે મારે તેહરે. ૧૫
ચૌદ લોક જાણે મુજ દાસરે,
એને મંદીર જઇ કરૂં વાસરે;

એવો વીચાર કીધો છે જ્યારેરે,
ચર્ણે તુળશી સમર્પ્યાં છે ત્યારેરે, ૧૬
દાસ દીઠો હરખ્યા રણછોડરે,
ધન્ય બોડાણા નહીં તુજ જોડરે;
વહાલો બોડાણા તું સાસ પ્રાણરે,
અન્ય ભક્ત નથી તું સમાનરે. ૧૭
મેર બેઠો પડી જ્યાં રાતરે,
વહાલે વીચાર્યું રૂદીઆ સાથરે;
સીંધુ સુતા રહી છે મને ભાળીરે,
પણ બોડાણે બહુ હદ વાળીરે. ૧૮
જ્યાં ધ્યાન ધરે છે કરી કોડરે,
ત્યાં તો આવી ઊભા રણછોડરે;
તું તો ભજન મગનમાં છું માતોરે,
બેશ બોડાણા કરિયે વાતોરે. ૧૯
ત્રણ જનમનો દાસ છું મારો,
ખુરબાન કર્યો તેં જનમારોરે;
એતો બોડાણા જાણે નહીં તુંયરે,
આજ માંડીને કહું તને હુંયરે. ૨૦
ડંક રૂષિ રૂપે થયો તુંયરે,
કર્યા યજ્ઞ પ્રસંન થયો હુયરે;
માગ્ય માગ્ય કહીતી મેં વાણીરે,
મારે ઘેર રહો સારંગપાણીરે. ૨૧
મારા વાયદાને લાગી વારરે,
વીભીક્ષણનો બીજો અવતારરે;

તજી ભ્રાત મને ભેટવાને આવ્યોરે,
આવો લંકેશ કહીને બોલાવ્યોરે. ૨૨
રીસ રાવણને બહુ આવીરે,
તું પર સાંગ વીધીની ચલાવીરે;
મેં તો જાણ્યું દાસનો જીવ જાશેરે,
મારૂં વચન લંકેશ ફોગ થાશેરે. ૨૩
તે તો સાંગ્ય મેં રૂદીઆમાં લીધીરે,
પછી લંકાપુરી તને દીધીરે;
વીભીક્ષણને અંશદેહુ ધરીયોરે,
ત્રીજે જન્મે બોડાણો અવતરીયોરે. ૨૪
વળી શેવા બ્હોતેર વરસ મારીરીરે,
હવે પરમાણ કરૂં સહુ તારીરે;
માગ્ય માગ્ય માગું તે આપુ રે;
તારી લખ ચોરાશી માફ કરૂં રે. ૨૫

છપા.

માગ્ય બોડાણાદાસ, પ્રેમથી તું પર ત્રુઠયો,
ગુજરાત સર્વના પાપ તેને હું કોપ કરી રૂઠયો;
તુજ માટે તુજ દેશના, જીવ સકળને તારૂં,
ત્રણ રણથી છોડાવું, નામ રણછોડ મારૂં;
એમ કહી દાસ મુસ્તક પરે, હરિયે હાથ મુકયો સહી,
કહે નરભો શ્રી કૃષ્ણ કહે, માગ્ય માગ્ય સંશે નહીં.
નાપું ઇંદ્રાસન, નહીં વિધીનું કામું,
નાપું ધર્મનું રાજ, વળી દુગ્ધા તું પામું;
નાપું પદારથ ચાર, બેઉનાં સંકટ કાપું;

ચાર પ્રકારની મુક્તિ, તે તુજને નહીં આપું;
વૈકુંઠમાં બહુ વાસાયા, તે ઠેકાણું નહીં દાખું,
વસો કૌસ્તુભની માંય, મારી રૂદીયાપર રાખું;
મોહ લોકમાં સહેજે ફરો. તમને ખાળેકો નહીં કદા,
કહે નરસો શ્રીકૃષ્ણ કહે, બે વસો કૌસ્તુભમાં સદા. ૧૦
મુગ્ધ પાખંડી માટ, માળી પદારથ પામ્યો,
વસ્ત્ર સમાર્યા માટ, તે દરજી મહા દુઃખ વામ્યો;
રતીચંદનને માટ કુબજા નવયોવન કીધી,
શત્રુ મહી જે કંસ, તેનેતો મુક્તિ દીધી;
શત્રુ મીત્ર બેહુને, સરપાવ જો સરખો કરૂં,
કહે નરસો શ્રીકૃષ્ણ કહે, મુજમાં ડહાપણ શું ખરૂં. ૧૧.

## દોહરા અથવા સાખીયો.

ત્યારે બોડાણો બોલીઓ, સાંભળો શ્રી ભગવાન,
છપ્પન ભોગ અહીંઆં થાય છે, ત્યાં છે તુળશીનું પાન. ૧.
ત્યારે શ્રી કૃષ્ણ બોલીયા, સાંભળ માહરા મીત્ર;
બીજું કાંઇ જોવું નહીં, જોઇ એક મન પવીત્ર. ૨.
ભૂખ્યો નહીં હું ભોગનો, નહીં લશ્કરને લાવ;
પ્રેમ વશ રહું સદા, એવો મુજ સ્વભાવ. ૩.
છપન ભોગ દુર્યોધને, કર્યાતા બહુ પેર;
ભાજીમાં રાજી થયો, જમ્યો વીદુરને ઘેર. ૪.

## ગરબી.

દાસ કહે છે પુરો એમ કોડરે, ઘેર પધારો રાય રણછોડરે;
હરી કહે છે હવે ના આવેરે, મારે કાજે વાહન કાંઇ લાવેરે. ૨૬.

એમ કહીને સેજે સુતા નાથરે, જઇને કહી વનીતાને વાતરે;
આજ આનંદ કહ્યો નવ જાયરે, ઘેર આપણે અલબેલો
આવેરે. ૨૭.
નારને તે બોડાણોજી કહે છેરે, ઘરનાં આખલાં વરડાં બેછેરે;
વહેલ માગી આણી છે કોઇનીરે,
બીને બેસવા ગાદીકરી રૂનીરે. ૨૮.
હરી સમરીને વ્હેલ ચલાવીરે, કોરે કુંભે કુંવારકા આવીરે;
મળી શુકન સ્વચ્છી ગાયરે, હનુમાન તે જમણા થાયરે. ૨૯.

## દોહરા અથવા સાખીઓ.

શુકન જોઈ સામા કહે, પહોચે સહુ મનકોડ;
આનંદ આજનો શો કહું, ઘેર આવે શ્રીરણછોડ; ૫
ગંગાબાઇ ઉભાં રહ્યાં, જોડીને બેઉ હાથ;
કારજ સહુ પુરણ કરી, ઘેર વહેલા આવજો નાથ. ૬
ગંગાબાઈ પાછાં ફર્યાં, બોડાણો પંથે જાય;
ગુરૂ ચરણ પરતાપથી, જસજન નરભો ગાય. ૭

## છપ્પા.

ગંગાબાઇ પાછાં ફર્યાં, બેઠાં દ્રઢ આસન વાળી,
ધ્યાન ધર્યું હરી તણું, લાગી કૃશ્ન શું તાળી;
માળા ફેરે મન થકી, ગુણ શ્રી હરીના ગાવે,
જેવાં જોઈ આવીયાં, તેનું ધ્યાન લગાવે;
એમ શ્રીકૃશ્નને વશ કર્યા, મન દ્રઢ માળા સાહીને,
કહે નરભેરામ ગુરૂ થકી, ધન્ય ધન્ય ગંગાબાઇને; ૧

ગંગાબાઇની પ્રીત, કૃશ્ન સાથે છે કેવી'
મોર મેઘને પ્રીત, પ્રીતચકોર ચંદ્ર જેવી;
મોર મુગટ પીતવસ્ત્ર, માળ વયજંતી સારી,
કૌસ્તુભમણીનો હાર, જુએ એમ ધ્યાનમાં ધારી;
નાખશીખ નીરખે નાથને, જેણે બાંધ્યો છે નેમને,
કહે નરભેરામ ગુરૂ થકી, બલીહારી એવા પ્રેમને. ૧૩

ગરબી.

ગયો બોડાણો વ્હેલને જોડીરે,
કૃશ્ન મંદીર સનમુખ છોડીરે;
સર્વ કહે છે ચાલી આવતાં આપરે,
લાવ્યો વહેલ કારણુછે કાંયરે, ૩૦.
રખે કૃશ્નને એ ચોરી જાયરે,
પછી આપણી શીગત થાયરે;
સેનભોગ સમરપ્યો હરીનેરે,
ગયા બારણાને બંધ કરીનેરે. ૩૧.
તાળાં સાંકળોને ભુંગળો લીડીરે,
બહાર નીસરી શકે નહીં કીડીરે;
ઊંઘે બોડાણો થાકેલો હાવેરે,
રણછોડરાયજીને ઊંઘ નાવેરે. ૩૨.
કર્યો વાયદો બોડાણાને જેહરે,
હરી મનસુબો કરેછે તેહરે;
રૂક્ષમણી મહેલમાં ફરેરે,

સેનભોગ સામથી ધરેછેરે. ૩૩.
દુધ ફેણ ભર્યાં જુગતે ગાળીરે,
કર્યો દુધપાક જમો વનમાળીરે;
મોતીચુર દળ લાડુ ઘીમાંરે,
દ્રાખ ચારોળી બદામ છે તેમાંરે. ૩૪.
સેવઈયાને સીરો કંસારરે,
જમો જુગતથી જુગદાધારરે;
કરી રસોઈ રૂકમણી રાણીરે,
હરી એકાંત ગયા વાત જાણીરે. ૩૫.
રૂકમણી શણગાર્યો વીશેષરે,
હરિ ઊંચું ભાળે નહીં લેશરે;
ઉઠો જમીએ સ્વામી નાથરે,
એમ કહીને ઝાલ્યો છે હાથરે. ૩૬.
કહે કૃશ્ન જમું નહીં હુંયરે,
જા જમવું હોયતો જમને તુંયરે;
હરખ ચીંતા થઇ છે મને ભારીરે,
આવ્ય એકાંતે કહું તને નારીરે. ૩૭.
તાત તારો સીંધુ મહાભારીરે,
તેની તનયા વીચીક્ષણ નારીરે;
સોળ સહસ્રને સાતથી અધિકરે,
તેને દેવી પડે નહીં શીખરે. ૩૮.
રખે કરતીતું આનાકાનીરે,
તને વાત કહું એક છાનીરે;

જેમ તજ્યું છે ગોકુળ ગામરે,
એમ તજુ દ્વારામતી ધામરે. ૩૯.
વ્રક્ષ પત્રને તજે છે જેમરે,
તજુ દ્વારામતી હું તેમરે;
સાપ કાંચળીને તજે જેવીરે,
તજું દ્વારામતી ને હું તેવીરે. ૪૦.
દાસ બોડાણો તેડવાને આવ્યોરે,
મારે કાજે વાહન વ્હેલ લાવ્યોરે;
કહોતો જાઉં હું ભક્તની સાથેરે,
મેંતો વચન આપ્યું છે મારે હાથેરે. ૪૧.
ત્યારે હશી બોલ્યાં રૂકમણી રાણીરે,
પુછી પુછી પીયોછો હરી પાણીરે;
સેના મારે થયા નાપીકરે,
કયારે દીધી હતી તમને શીખરે. ૪૨.
કોટી કામ નરસૈયાનાં કરિયાંરે,
નોતાં પુછીને પગલાં ભરીયાંરે;
યુધિષ્ટરની ભોમી સમારીરે,
નોતા પુછી ગયા મોરારીરે. ૪૩.
રથ હાંકયો અર્જુનનો જયારેરે,
નોતા પુછી પધાર્યા ત્યારેરે;
મન ગમતું કરોછો સ્વામીરે,
રહું ચરણકમળ શીશ નામીરે. ૪૪.

## છપ્પા.

ક્ષીર સાગરને મેલી, માધવ મથુરાં આવ્યા,
માત પીતાને તજી, નંદતણા કહેવરાવ્યા;
ત્યાં આહેરની સાથ, પ્રીત ઝાઝેરી જોડી,
ગોકુળમાં ચારી ગાય, કાળી કામળીઓ ઓઢી;
મામો કંસ મારીયો, ને રાખી કંસની દાસી,
વીશ્વકર્માને બોલાવી, હેમની દ્વારકાં વાશી;
તમો કાના કોઇના નવ થયા, પ્રીત કરી દેશો દેશમાં,
કહે નરભો રૂકમણી કહે, વળી મન ગયું ડાકોરમાં. ૧૪
પુરવ દેશના જીવ, વંદ્રાવન લીલા જોશે,
પશ્ચિમ દેશનાં પાપ, ત્રીકમ વાંકડો ખોશે;
ઉત્તરે બદ્રીનાથ, શામળો જીવ સંભાળો,
દક્ષીણે રંગનાથ, વીઠુબા પાપ પરજાળો;
આખા ગુર્જર દેશને શ્રાપ, ગોરખનો છે અતી,
કહે નરભો શ્રી કૃશ્ન કહે, મારે તારવી બોડાણા વતી. ૧૫
જામની પાસે સીધ, ગયા કાશીના વાશી,
જામરાજા વૈશ્ણવ ખરો, કરી જરા એક હાંસી;
સીધ આવ્યો રોશમાં, હાંશી કીધી છે જ્યારે,
ગુર્જર ભક્તિ ઉગે નહીં, શ્રાપ દીધો છે ત્યારે;
તે શ્રાપને પાછો કરી, ગુજરાતમાં ભક્તિ વીસ્તરી,
કહે નરભેરામ ગુરૂ થકી, સુછતો બોડાણાની ખરી. ૧૬
ત્યારે રૂકમણી બોલીયાં, સ્વામી ભુલ આવી છે તમને,
હું કહેવા સમર્થ નથી, મારે દોશ દેશો નહીં અમને;

સરજો પાળો વિશ્વને, નહીં કોઇ તમદામી,
અબળાની મત પાનીએ, માટે કહુંછું શીરનામી;
ચૌદ લોક તમને રટે, નહીં કે: તમારી તુલને,
કહે નરસો રૂકમણી કહે, અહીં કેમ આવી ભુલને. ૧૭
તમે કહોછો નાથ, દાસ બોડાણો આવ્યો;
મેં આપ્યું છે વચન, વહેલ જોડીને લાવ્યો;
હાર્યો થાકયો દાસ, બસેં ગાઉનો ભારી;
તે સંભાળ લીધી નહીં, એ ખોટી ટેવ તમારી;
ભુખ્યા બળદ ને દાસ છે, ડાહ્યાને શું સમજાવીએ,
કહે નરસો રૂકમણી કહે દાસને ભોવનમાં લાવિયે. ૧૮

ગરબી.

ભુખ્યા બળદને વળી દાસરે,
હું લેઉં દાણો તમે લ્યો ઘાસરે;
દાણો ચાર બળદને ચવરાવેરે,
બોડાણાને ભોવન પધરાવેરે. ૪૫.

કહે કૃશ્ન તે ધન્ય ધન્ય નારીરે,
જગાડયો દાસ ઉઠયો ખુંખારીરે;
નમ્યો બોડાણો બેઉને પાયરે,
સુખ મુખથી કહ્યું નવ જાયરે. ૪૬.
બોડાણાને ભોવન પધરાવ્યોરે,
મરદન કરીને નવરાવ્યોરે;
કરિ રસોઇ રૂકમણી જેહરે,
બેઉ થાળમાં પીરસી તેહરે. ૪૭.

ભક્ત ભગવંત જમે બેઉ જોડરે,
પીરસે રૂક્મણી આણીને કોડરે;
ભકતને હરિ પરસાદ દીધોરે,
પડીયા ગંગાબાઈ માટે લીધોરે. ૪૮.
પછી જમ્યાં છે રૂકમણી રાણિરે,
કર્યું આચમન શુદ્ધ જળ આણીરે;
મુખમાંહી ધર્યાં છે તંબોળરે,
વહી ગઇ રજની ઘડી સોળરે. ૪૯.
રૂકમણી હરી ભુજમાં સમાયાંરે,
શ્રી વક્ષ સ્થળમાં રહ્યાંરે;
બોલ્યો મધ્યનો મરઘો જ્યારેરે,
ભગત ભગવંત નીસર્યા બહારરે. ૫૦.
ગંગાબાઇનો પ્રસાદ જેહરે,
મુકયો પડીઓ પેટીમાં તેહરે;
બળદને કાંધે ધુંસરી ઘાલેરે,
વ્હેલ જોતરી મારે વ્હાલેરે. ૫૧.

## છપ્પા.

કૃષ્ણ કહે દાસને, મારી ચતુરાઇ ભાળો,
હાર્યો થાકયો હું દાસ, લગારેક પાસું વાળો;
સેનકરો સાંગી વીષ, ઊંઘ આવશે તુજને,
લાવ્યા પરોણા રાશ, હાંકતાં આવડે છે મુજને;
શ્રી કૃશ્ન બેઠા હાંકવા ડચડચ ડચકારો થાય છે,
કહે નરભેરામ ગુરૂ થકી, વ્હેલ વાયુવેગે જાય છે. ૧૯.

હારે ગરૂડનો વેગ, હરિ સુરજના વાજી,
હારે ઐરાવત ઇંદ્ર. વ્હેલ રહી ગગને ગાજી;
જેવો મનનો વેગ; વ્હેલ એમ નાથે ચલાવી,
પલક એકની માંહ, કારજ સીધ્ધ કરીને આવી;
એડી દીધી બળદને, ચર્ણ જ્યાં કૃષ્ણના અડયા,
કહે નરભેરામ ગુરૂ થકા, બળદ નભને ચીલે ચડયા. ૨૦.
જેવો મનનો વેગ, વ્હાલે વ્હેલ ચલાવી,
એક નીમીષનામાંય, શીમળજ ભાગોળે આવી;
પ્રભુએ કર્યો વીચાર વ્હેલને અહીં વિસરાસું,
પછી જગાડું દાસ, વળતી શ્રમને વીરામું;
લીલું લીંબડાનું ડાળ છે, બળદને નીરીત્યાં ઘાસને,
કહે નરભેરામ ગુરૂ થકી, દયાળે જગાડયો દાસને. ૨૧.

ગરબી.

લીલા લીંબડા તળે વ્હેલ રાખીરે,
ડાળ મીઠું કરી તે મ્હોટા સાખીરે;
પ્રભુ પગલાં પુજાય લીંબ હેઠરે,
સંઘ આવતો જતો કરે ભેઠરે. ૫૨.
પછી વ્હેલ વિશંભરે જોડીરે,
બોડાણાને તે આંગણે છોડીરે;
ન્હાવા ઊઠયાં ગંગાબાઇ નારરે,
વહાલો નીરે છે બળદને ચારરે. ૫૩.
ભક્ત ભગવંત બેલડીએ આવ્યારે,
ગંગાબાઇએ તે પુષ્પે વધાવ્યારે;

મહા પ્રસાદ પદીઓ આપ્યોરે,
કોટી ભવનો સંકટ કાપ્યોરે. ૫૪.
કહે છે કેશવ ભુખ મને લાગીરે,
ગંગાબાઇ પાસે લીધું માગીરે;
કામ કુથાનું કાંઇ નવ લેવુંરે,
વ્હેલું ભોજન મુજને દેવુંરે. ૫૫.
વ્હાલો ભુખ્યા થયા તે નહીં ગોઠેરે,
ભરડયો કંસાર મ્હોટા મ્હોટારે;
કર્યો કંસાર જુગતે કરીનેરે,
પહેલા જમાડયા કૃષ્ણ હરીનેરે. ૫૬.
પછી જમ્યા છે નરને નારીરે,
સુખ કેટલું કહું વીસ્તારીરે;
રહ્યા ડાકોરમાં રણછોડ રાયરે,
ગુરૂ થકી નરભેરામ ગાયરે. ૫૭.
આજ આનંદ કહ્યો નવ જાયરે,
વ્હાણું દ્વારકામાં કેવું વ્હાયરે;
જાગ્યા ગુગળીને જવાળ લાગી રોમરે,
તાળાં સાંકળો ભુંગળો દીઠી ભોમરે. ૫૮.
નવ દીઠા તે રણછોડ રાયરે,
શોધે ગુગળી ચોદશ વાયરે;
વ્હેલ લાવ્યો તો બોડાણો જોડીરે,
એણે આશા અમારી તોડીરે. ૫૯.
રણછોડજીતો શીરને સાટેરે,

ધાયા ગુગળી ડાકોર વાટેરે;
રણછોડ કહે ગુગળી આવેરે,
મને પધરાવ્ય ગોમતીમાં જ્યારે. ૬૦.
તું તો વચન માંનજે મારૂં રે.
નીશ્ચે ધામ તજું નહીં તારૂં રે;
કહે છે બોડાણો વીશ્રામ પામોરે,
ગયો બોડાણો ગુગળી સામોરે. ૬૧.
વેરા હતો પુરવનો જે વીરરે,
તેને તાકીને માર્યો છે તીરરે;
માર્યો તીર તે વામ ભરીનેરે,
તેતો વાગ્યો છે કૃષ્ણ હરીનેરે. ૬૨.
વાગ્યો કૃષ્ણના રૂદીઆમાં તીરરે,
લોહી સમ થયું ગોમતી નીરરે;
બાણ માર્યું ગુગળીએ જે વારરે,
થયા ગુગળી ગુનેગારરે. ૬૩.
ગામે હથીયાર સજ્યાં છે જ્યારે,
ઘેરી લીધા છે ગુગળીને ત્યારે;
પછી પડી છે ભાંજગઢ વાતરે,
ગંગાબાઇને કહે છે જદુનાથરે; ૬૪.
એક કહું તે કરોને ઉપાયરે,
ત્યારે ગુગળી પાછા જાયરે;
સવા વાલની વાળી તમારીરે,
તેથી હળવી દેહ કરૂં મારીરે; ૬૫.

હરી આવ્યા તે નવ અપાયરે,
સોના માટે મુકો રણછોડરાયરે;
તેની વાતનું લખ્યું કીધુંરે,
સમખાઈ ગોમતી જળ પીધુંરે; ૬૬.
નાંખ્યો ત્રાંસ તે ગોમતી તીરરે,
સામા પધરાવ્યા શ્રી જદુ વીરરે;
તુળશીને સવાવાલની વાળીરે,
નમ્યું હેમ કરયા વન માળીરે; ૬૭.
લખી આપ્યું તે કાંઈ નવ ચાલ્યુંરે,
પણ પરાણે લાવણું બાલ્યુંરે;
લાંઘો એક થયો છે જ્યારેરે,
કહ્યું સ્વપ્નામાં ગુગળીને ત્યારેરે; ૬૮.
તમે શીદ લાંઘો છો આવુંરે,
હું તો ડાકોર મુકીને નહીં આવુંરે;
જાઓ સેવંત્રી વાવમાંથીરે,
મારૂં રૂપ પ્રગટશે ત્યાંથીરે; ૬૯.
પછી ગુગળી દ્વારકાં ગયારે,
સ્વામી નરભાના ડાકોર રહ્યારે;
જેકો રણછોડ કહીને કુદેરે,
તેનું ભાગ્ય થયું છે ઊદેરે; ૭૦.
જેકો રણછોડ આગળ નાચેરે,
તેના જનમ મરણ દુઃખ ભાંગેરે;
ગાતાં પહોંચે મનના કોડરે,
કહે નરભો બોલો રણછોડરે; ૭૧.

## છપ્પા.

અરાઢ આગના એસી, સાલે શુભ શ્રાવણ સાર;
શુકલ પુનમ ગુરૂવાર, કહ્યા ગરબો નીરધાર;
પીહજ ગામ છે વાસ, દાસ નરભો જે કહાવે,
પોહોચ્યે મનના કોડ, પ્રેમે શ્રીહરીગુણ ગાવે;
પુર્ણ કર્યો મેં તે દીને, આણી મનમાં વ્હાલને;
કહે નરભો અર્પણ કરૂં, કૃશ્ન કનૈયા લાલને; ૨૨

## ગરબી.

ગાય શીખે સુણે જન કોયરે,
તેને ભવ વ્યાધી નવ હોયરે;
જાય ગોમતીને કાશી કેદારરે,
સુણતાં ફળ થાય તેને નીરધારરે; ૭૨.
તીર્થ અડસટથી અધિકરે,
ભક્તિ પદ પામે નહીં મીનમેખરે;
રેવા દર્શન ફળ ચાંદ્રાયણનુરે
વસે ભક્તામાં નુર નારાયણનુરે; ૭૩.
નરભોદાસ તણો છે દાસરે,
પ્રભુ ભક્તિ આપો એવી આશરે;
ગાતાં પહોંચે મનના કોડરે,
કહે નરભો બોલો રણછોડરે; ૭૪.
ઇતિશ્રી નરભેરામ કૃત બોડાણો સંપુર્ણ.

## નરમેરામભાઇના બનાવેલા છપ્પા.

નથી નીપજતો પ્રેમ વાડીમાં પાણી પાતાં,
નથી નીપજતો પ્રેમ તેલ ચોળીને નાતાં;
નથી મળતો પ્રેમ ગાંધી દોશીને હાટે,
નથી મળતો પ્રેમ ખોળતાં વાટેને ઘાટે;
નથી મળતો પ્રેમ તપાસતાં ગુજરી ગામો ગામની,
કહે નરભો પ્રેમ પુરો મળે; કૃપા હોય શ્રીરામની. ૧.
મળ્યો પ્રેમ વ્રજનાર મગન થઈ મનમાં ફુલી;
કાનકાન કહી ફરી, ભાન ગઇ દેહનું ભુલી;
પ્રેમી વિદુરની નાર નહાતાં નાગી ધાઈ,
એ લક્ષણ પ્રેમનું જઇ ભેટી જદુરાઇ;
ગરભને કાઢી નાંખતાં છોડાં મુખે ધરાય છે,
કહે નરભો પ્રેમનું પારખું; તે છબીલો છોડાં ખાય છે. ૨.
વિદુરજી ગરભ આરોગાવે વાત શ્રી કૃષ્ણજી કહાડે,
એવો મને કોઈ મળતો નથી; પુરૂ પેટ ભરીને જમાડે,
જનમ ધર્યા મેં બહુ ઘણા જોયું ભુતળ બાધું;
પણ પાંચમીવાર તું જાણજે જે પેટ ભરીને ખાધું;
ખારાં તાંદુળને ખીચડો ભાજીએ તારી ભાળી,
પણ પાંચમી વારતું જાણજે કેળાં છાતરે ક્ષમાવાળી;
જેવો ભાવ તેવો હું જમું મુજ મારે સૌ ધાય છે,
કહે નરભો શ્રીકૃષ્ન કહે પુરો પ્રેમ ત્યાં પેટ ભરાય છે; ૩.
સોના રૂપાને થાળે જો હું જમું, તો દુર્યોધન ઘેર કેમ ત્યાગી;
વિદુરને ઘેર વૈભવ શો હતો, જમ્યો પતરાળે ભાજી;

આચાર વિચારે જો જમું તો કરમાનો શો દીઠો,
છપન ભોગનો ત્યાગ કરી મને ખીચડો લાગ્યો મીઠો;
બાર પરાસાં શબરી તણાં, સ્વભાવ એવો એમનો;
કહે નરભેરામ ગુરૂ થકી પાતળીઓ ભુખ્યો પ્રેમનો. ૪.
એક મડદાને કાજ સાલ સો બસેની લાવે,
ઉડાડે અબીલ ગુલાલ ચંદન મળીઆગરે બાળે;
રૂપાતોલડી આગ કાઢે, વાજાં વીધવીધનાં વજડાવે;
ભલોભલો એને સહુ કહે પણ રામજી લેશ ન ભાળે,
એટલાં ચંદન મળી આગરે શીવ પુજન નવ કરતો;
ઉનાળે શ્રીકૃષ્નને ચંદનવાઘા નવ ધરતો;
એમ સર્વ દ્રવ્ય અભિમાનમાં મેળવ્યું એણે રાખમાં,
કહે નરભેરામ ગુરૂ થકી મુવા મડદાને કઈ કાખમાં. ૫.
કલ્યાણ પામવાકાજ કષ્ટ કાયાને દેછે,
કલ્યાણ પામવા કાજ, ઊંધે મુસ્તક રહે છે;
કલ્યાણ પામવા કાજ કંઇક જણ કાશીએ જાય છે,
કલ્યાણ પામવા કાજ ભેરવ જવને ખાય છે;
ઊનાળે અગ્નિસેવતા, ચોમાસે પાધર રહે છે,
શીયાળે હીમાળે ચઢે એમ કષ્ટ કાયાને દેછે;
કલ્યાણ પામવા કાજ, કંઈક જણ ખરચે ઘણા દામને,
કહે નરભેર સરવથી સહેલ છે જે રટે નિરંતર રામને. ૬.
જેને જડીઆ રામ તેને ભાગ્યશાળી કહીએ,
જેને જડીઆ રામ તેને ધનવંત કહીએ;
જેને જડીઆ રામ સકળ શાસ્ત્રના સારજ લીધા,

જેને જડીઆ રામ તેણે સહુ તીરથજ કીધાં;
જેને જડીઆ રામ તેથી જમ કિંકર હારશે,
કહે નરભેરામ ગુરૂ થકી તે અજામેળ પેઠ ઉગારશે. ૭.
ધિક્ક પડયો અવતાર જેની પરનારે પ્રીતિ,
ધિક્ક પડયો અવતાર, જેહની ચાલ અનીતિ;
ધિક્ક પડયો અવતાર હરી ગુણ ગાતાં લાજયો,
ધિક્ક પડયો અવતાર પરાયા સુખ ક્રોધ દાઝ્યો;
ધિક્ક પડયો અવતાર જે મોહ્યો ચામા દામને,
કહે નરભો જાતને માથે ખાસડું તે ભજે ન સીતારામને ૮.
ભ્રષ્ટ પડયો અવતાર રામ રટયા નહીં પાજી,
ભ્રષ્ટ પડયો અવતાર જે તાકે નારીઓ તાજી;
ભ્રષ્ટ પડયો અવતાર જારમાં મનડું જડીઉં,
ભ્રષ્ટ પડયો અવતાર વેર રામશું પડીઉં;
ધિક્ક જનુની તેહની. ધિક્ક જયારે એવો ઘડયો,
કહે નરભેરામ ગુરૂ થકી તે ધિક્ક મનખો છૂટી પડયો. ૯.
જકત ભુખ્યું જાણ અગ્નિત આશ કરે છે,
બીજું ભુખ્યું જાણ જે વસની આશ ધરે છે;
ત્રીજું ભુખ્યું જાણ જે નારીઓમાં ચીત અડે છે,
ચોથું ભુખ્યું જાણ જે વાંકતો જાર પડે છે;
પાંચમુ ભુખ્યું જાણ જે ઘણાક ભુખ્યા દામના,
કહે નરભેરામ ગુરૂ થકી તે જવલા ભુખ્યા રામના. ૧૦.

## રાજીઓ.

કડીઆ સુતાર સલાટનેરે, ઘણા દાખિયાં છે દામ;

મગનમાં મહેલ ગાજી રહ્યા, રટયા નહિ કદી રામ;
રામ રટો કોઈ રંગમાં, મહેલ કરાવ્યા મોકળ્યારે,
બહુ બારિયોના ઠામ, ઓચિંતા ઉઠી ચાલીઆ;
નથી પહોંચી કોઈની હામ. રામ૦ ૧.
આવો હિચોળા ખાટ હીંચીએરે, રવી ઉગમતે ભાણુ;
સુખ તમારાં સંભાળતાં, મને વાગે છે બાણુ; રામ૦ ૨.
બચકે બનાતો બાંધી રહીરે, ઘણું ઓઢયાનો પ્રેમ;
ગંઠયો તેની ભાગી નથી, રહી એમની એમ; રામ૦ ૩.
સાલો લીધી છે મોઘા મુલનીરે, લીલા પીળા છે રંગ;
ઓઢી પહેરી નથી નીસર્યા નથી અડકાડી અંગ; રા૦ ૪.
સ્વામી તમે ઝુખાળવારે, જાણું તમારી વાત;
વહાણુ વાયાનીવેળા માગતારે, દુધ સાકરને ભાત; રા૦ ૫.
ચાર દીવસ જતા જાતરારે, ખાવા રાખતા સાથ;
લાંબે પંથે તમે ચાલીઆ, કાંઈએબાંધ્યું નથીસાથ; રા૦ ૬.
ધન ધરતી ગાડયાં રહ્યાંરે, સાથે લીધુ ન કાંઇ;
તે ધન કયારે કાઢશો, તમે ત્યાં ને અમે અહીં; રા૦ ૭.
તડકે તમે નથી નીસર્યારે, ઘણું કોમળ મુખ;
સાણુસીએ જમડા ચુટશે, કેમ વેઠશો દુખ; રા૦ ૮.
ચાર વહુને ચાર દીકરારે, નામે ચરણમાં શીશ;
શા માટે મુખે નથી બોલતા, એવડી શી છેરીસ; રા૦ ૯.
ઓચિંતા ઉઠીને ચાલીઆરે, તેનો શો કહું વીવેક;
બીડી આપુ મારા હાથની, લેતા જાઓને એક રા૦ ૧૦

જોત જોતામાં ચાલી ગયારે, કંઇ બાપના બાપ;
જીવની સાથે એ સંચરે, એક પુન્યને પાપ; રા૦ ૧૧
ગુરૂ છોટાલાલ પ્રતાપથીરે, જાગી નરભા તું જોય;
લેણુ દેણુ આવી મળ્યું, નથી કોઇનું હવે કોય;
રામ રટો કોઇ રંગમાં. ૧૨

રાજીઓ ૨.

જીવ ગયે સુનું પડયુંરે, કાયા નચ સુનકારરે;
દશ દરવાજા બંધ થયા, તુટયા શ્વાસના તારરે;
રામ રટો કોઈ રંગમાં, મુવા મડદાને કોઈ નથી રડતુરે;
રડે સ્વાર્થ સહીરે, પોત પોતાનું સર્વે રડે;
પ્રગટ આપું બુ ગાઇરે, રામ૦ ૧.
રૂવે તારૂણી કેવું કહીએ, છુટા મુકીને કેશરે;
ગયુંરે મણી તળ માહરૂં, હજુ જોબન વેશરે; રામ૦ ૨.
સાસરવેલી કેવું કહી રડેરે, પુત્રીનું દુઃખ પેરરે;
હવે હમે તે શું કરૂં આ પરૂણાએ કર્યો કેરરે; રામ૦ ૩.
બાથને મારે રૂએ બાંધવોરે, હાથ કપાળે લગાઇરે;
રણુમાં મુકયો મને એકલો, તમને નવ ઘટે ભાઈરે; રામ૦ ૪.
પીતા પુત્રને કેવું કહી રડેરે, આગળ ઘડપણ પાળે મારૂંરે;
પુત્રી ભગનીને કેવું કહી રડેરે, સાસરવાસાને સારૂંરે રામ૦ ૫.
પુત્ર પીતાને કેવું કહી રડેરે, નથી દામ રતિ રેખરે;
દીવસ પાણી થશે શાવડે, હવે આરો નથી એકરે; રામ૦ ૬.
જમશકે સહુસે સુખનેરે, ખાશો જમનો મારરે;

તેમાંનું કોઇતો કહેતું નથી, મારે જુઠો પોકારરે; રામ૦ ૭.
સ્વાર્થનું સર્વે રટેરે, વળી કંઇક લોકાચારરે;
પણ જન નરભા રટો રામનેનહિતો ખાશો પેંજાર. રા૦ ૮.

## નરભેરામના બનાવેલાં પદ.

### પદ. ૧ લું. રાગ કાફી.

સરસ્વતિ વસો જીભેરે, વેહેવાર વાતે વદવું છે;
ખાંતીલે નહાવું ખાળ્યુરે, તાતની હુંડીયે ચઢવું છે; ટેક.
ગોમતી નાથાતું નાણું જો આપું, શાની તમારે મારે પ્રીત;
પીતા થઈ પુત્ર પાસે નાણું માગો છો, કહો કીયા તે દેશની રીત;
માફ કહી ઉત્તર આપોરે ત્યાં સુધી અડવું છે. સરસ્વતિ૦ ૧
કેટલું નાણું આપ્યું દુરવાસાજી.બળ દ્વારથી આવ્યા જદુવીર;
તેમના પ્રેમ તમે જાણ્યા સુવર્ણના, બીજાના જાણ્યા કથીર;
વિચારી જુઓ વહાલારે, પછી પાએ પડવું છે, સરસ્વતી૦ ૨
કંચન દ્વારિકાં પિતાને દેખાડી, છાપ મોકલી નાથ;
શું જાઈ મોકલીશું જોઇ ખાળી, તે વહાલા કહો મને વાત;
ગુરૂથી કહે છે નરભોરે, એ ઓખડ કડવું છે; સરસ્વતી૦ ૩

### પદ. ૨ જું.

નાણું આપે નરભોરે, વાવરજો છોગાળા;
ગાંઠ બાંધજો વાણીરે, ઘોળી ધજા વાળા;
કપટી કેશવ જાણતો, શાને આવત પચાસ જોજન;
સાંભળયું અવણું સાધુને છાપેછ, માટે મળવા ધરયું મન;
કંચન વુનેરે, દૂર કરી પાળા. નાણું૦ ૧

લેખ દેખીને અજર નથી કરતા, છાપ આપોછો હરી;
પાઘડી ભાળી છાપ ખાળી છબીલા, પરિક્ષાતો એવી કરી;
સમસ્યા લેજો સમજીરે, જે કહી કાનડ કાળા. નાણું૦ ૨
હારોછો જનથી નથી હરવતા, માટે હરી હઠ મેલ,
કહે નરભો છોટાલાલ પ્રતાપે, નથી એ તલમાં તેલ;
લેવાનુ મુજ પાસેરે, હરી હરી જપ માળા. નાણું૦ ૩

પદ. ૩ જું.

કે દહાડાના સુખીઆરે, સુતાછો પલંગ ઢાળી;
ઘણા દિવસ ગો ત્યારેરે શ્રી વંદ્રાવંદ ખાલી; ટેક૦
આગલા દન તેતો ગયા વીસરી, ખાવું ખાતા ગોવાળની સંગ;
કદમના ઝાડ તળે બેઠક તમારી, એવા હતા તમારા ઢંગ;
ઓઢતાતા નિત કેશરે, કામળી તમે કાળી; કેદહાડાના૦ ૧
આજ અમરીતરસ ભોગ કરોછો પ્રભુ મોનીતે માગી મીઠાઇ;
પંચવટીમાં કંદમુળજ જમતા, બોરાં ખાધાં રઘુરાઇ;
ભાજીતો ભુધર ખાધીરે, ઝણુમોવન ભાળી; કેદહાડાના૦ ૨
ઉઠો છબીલા આળસ દુરકરી, મને છાપો આપોને જદુવીર;
ક્યાંરે લગી તમે વારજ કરશો, ઓછીતે જાત આહીર;
પ્રીતલડી ના જાણીરે, અંતરનીજ અજવાળી; કેદહાડાના૦ ૩
કહે નરભો છોટાલાલ પ્રતાપે, રથ હાંક્યો અરજુનનો રથિ;
ઝાઝુ જીવ્યાથકી શુ રે કહેવરાવો, લાજો લાજો લક્ષ્મીપતી;
આજ તમારીરે મેં વાત જાણી વનમાળી; કેદહાડાના૦ ૪

# અમરીષ રાજા વિષે.

## પદ ૪ થું. રાગ કાફી.

અમરીષ જન એવા રે, હરીચરણુ જેની ગતી;
રૂજની દિવસમાં રે, કાણુ પરવાર નથી; ટેક.
પાછલી દોઢ પહોર હાએ જ્યારે, ત્યારે અમરીષ જાગે સહી;
અઘોટ પાટલાને વાસણુ માંજે, પછી પહોર એક રહી;
શેવામાં પહોર એક વીતે રે, ભક્તિ કરે એમ અતી; અમરીષ૦ ૧
પોહોર એકનું ધ્યાન ધરે, ને પહોર એક રસોઇએ જાય;
પ્રભુને જમાડીને પરસાદ લેતા, પછે નરત કરે ને ગુણુગાય;
કાંકરા વેણુ ધણીનારે, ઉથાપન વેળા થતી. અમરીષ૦ ૨
ઉથાપન કરે અતી ઉમળકે, જ્યારે ધેનું આવે ભોવન;
આરતી ઉતારી પછી સ્તુતિ કરતા, અમરીષ ઉજવળ મન;
વેણુ ગ્રહે કરમાં રે, પડે જ્યારે દિવે બતી. અમરીષ ૩
સાડાપાંચ પહોર શેવામાં વીત્યા, પહોર એક સેન ભોગ ધરાય;
પ્રભુને જમાડીને પહોરાઉ ત્યારે; સાત પહોર પુરણુ થાય;
પછી પહોર ઊંઘે રે, અષ્ટ પહોર એમ જતી; અમરીષ૦ ૪
અષ્ટ પહોર એણીરીતે પરવારતાં, કૃષ્ણ તણા ગુણુગાય;
કહે નરભો છોટાલાલ પ્રતાપે, તેને લળી લળી લાગું પાય;
ભક્તિ એક સાચી રે, જુઠી જાણુ રાજ નીતી. અમરીષ૦ ૫

## પદ ૫ મું.

શેવાની સામગ્રી રે રાજા અમરીષ હાથે કરે;
ના આપે કામ ચાકરને રે, નીજ રાજા [illegible] ટેક.

હાજર ચાકર હાજર રાણી, ને હાજર રહે સઉ ગામ;
પ્રભુની શેવામાં ભાગ શો પરનો, માટે ના સોંપે કામ;
વેણુ પુષ્પ હાથેરે, હાર હરિ કંઠે ધરે. શેવાની૦ ૧
અમરીષજીએ પોતે એમ વિચાર્યું, પહોર સાત શેવામાં થાય;
એક પહોર ઊંઘાએછે, તે પહોર અવરથા જાય;
તે પાડુ મજરે રે, તો મુજ કારજ સરે. શેવાની૦ ૨
શેવાની સામગ્રી સરવે હાથે થાયછે, ને દરણું દળેછે કોઇ ઓર;
તે દરણું કદિ હાથે દળીએ તો, પ્રમાણ આઠે પહોર,
માટે માંડી ઘંટી રે, કોમળ થકી કેમ ફરે. શેવાની૦ ૩
કોમળ અમરીષ ઘંટીએ બેઠા, ધીરજ આણિ હઇએ;
કહે નરભો છોટાલાલ પ્રતાપે, ભકતતો તેને કહીએ;
એ રસ સાંભળતાં રે, ત્રીવેદી તાપ હરે. શેવાની૦ ૪

પદ ૬ હું રાગ કાફી.

કોમળ રાજા અમરીષ રે, ઘંટીએ બેઠા સહી;
છુટયો પરશેવો રે, તે વરણવ્યો જાએ નહીં; ટેક૦
કોમળ રાજાને કોમળ રૂદીઆ, કોમળ દેહ અતુલ્ય;
દેહરંગ જાણે કસુંબો ચડીઓ, સુંવાળું ગુલાબનું ફુલ;
અમરીષ જન એવા રે, ઘંટીએ બેઠા જઇ; કોમળ. ૧
કોમળ હવાને ચેન છે કેવાં, ઉજળતાતો ગંગ;
બળ કરીને જ્યારે ઘંટીને ખેંચી, તારે વળ્યો પરશેવો અંગ;
લીલાવટ મેણા રે, રહ્યા જાણે પરભા વહી. કોમળ. ૨
કોમળ પત્રપર જળબીંદ શોભે, મેઘ તણાં બીંદુ;
મોતીઆ છુટયા તે તારાની તોલે, મુખ અમરીષનું ઈંદુ;

હરીતો વશ જેને રે, એવીતો જેણુ ટેકગ્રહી. કોમળ. ૩
શ્રી કૃષ્ણજી તેતો પલંગે પોઢયા, દાશી ઢોળે છે વાય;
અમરીષ માટે હરી ઝબકીને જાગ્યા, મારે ભગતની કરવી સહાય;
કરૂ વાય વીંજણે રે, અમરીષ પુઠે રહ્યા. કોમળ. ૪
લક્ષ્મી કરથકી લીધો વીંજણો, ધાયા ધસમશીને નાથ;
કહે રૂક્ષમણી પ્રભુ કંઇ પધારો, મુને તો અચરત વાત;
પછી મુને પુછોરે, જ્યારે ત્યાંહાં હું આવું જઇ. કોમળ. ૫
અમરીખ પુઠે હરી વીંઝણો કરતાં, આદ હરી જુગદીશ;
તે હરી ડાકોલ મંદીરમાં જોજો, સર્વે ઇશનો ઇશ;
મુરખ નવ માને રે, સાચાનેતો સંશય નહીં. કોમળ. ૬
ધંટી મુકીને જોયું અમરીખે પુઠે, ત્યારે દીઠા શ્રી જગરાય;
કહે નરભો છોટાલાલ પ્રતાપે, નમ્યો અમરીખ હરીને પાય;
તમો કરો વીંજણો રે, તેતો અણુઘટતી થઇ. કોમળ. ૭

## પદ ૭ મું.

પોરાઢયાતા કેશવરે, સુખ પલંગ ઢાળી;
પુષ્પ વેણી પાથર્યાંરે, વજ્જરની ટાળી. ટેક.
સુખ પલંગથી સ્વામી કેમ જાગ્યા, તેતો કહો મુજને વાત;
ઠાકોર ચાકરને વીંજણું કરોછો, તેતો અણુઘટતી થઇ;
નેવાંનાં પાણી મોભેરે, તેતો અચરજ ભાળી; પોરાઢયા૦ ૧
શ્રીકૃષ્ણ અમરીષ પ્રતે કહેછે, એક પહોર ઉંઘને તુય;
પહોર એક તારી શેવા માનું, વચન આપું હુંય;
ત્યારે અમરીષેરે, પ્રભુની વાચ્યા પાળી; પોરાઢયા૦ ૨
સંનકાદીક ઇંદ્રાદીક જેનું, ધ્યાન ધરે શિવ શેષ;

શહસ્ર ફેણોએ શેષ રટણ કરેછે, વિમાસો ન પામે લેશ;
સદ્ધ જોગીનેરે, લાગી ધ્યાનની તાળી; પોરાઢયા૦ ૩
રાજનીતિની અમરીષને ખબર નથી કરે શેવા સમરણને નેમ;
કહે નરભો છોટાલાલ પરતાપે, હરીએ, વિચાર્યું એમ;
રાજ રક્ષણનેરે, મેલ્યું ચક્ર વનમાળી પોરાઢયા૦ ૪

## અથશ્રી રૂક્ષ્માંણી વીવા લીખ્યતે.

રાગ ધોલ.

પદ ૧.

પ્રથમ શ્રી ગુરૂ સરણે લાગુ, કરજોડીને આજ્ઞા માગુ;
સુજમણી ભાલજોરે વાહાલા, પુરૂષોતમજીલાલ છોગાલા;
કાંકરોલીમાં તમે રહોછો, સેવક જનને સુખ બહુ દોછો:
કૃપા તમારી કહીએ, બુદ્ધિ પ્રેરક તમને લહીએ;
કાલાવાલારે મારા, માની લેજો નંદદુલારા;
વીવા રૂખમાણીજીનો કહીએ, જથા મતીએ જે કંઇ લહીએ,
હરિદાસના પ્રભુ અંતર જામી, વાણી નીરમલ આપો સ્વામી;

પદ ૨.

સુણો સામલા હુ તમ મારે વેલી થઇજો એ રાગ.
તમે સાંભલોને વીવા કેરી વાતડીજો,
ધન માહા સુદ પાંચમ કેરી રાતડીજો;
વર કહીએ વસુદેવ સુત સાંમલાજો.
બત્રીસ લક્ષણ સંપુર્ણકલાજો,
બલભદ્ર સરીખા જેને વીર છે જો;

માતા દેવકીજી અતીગંભીર છે જો. તમે૦
પ્રથમ રૂકમણી પરણ્યાં તે કહુ કથીજો,
બુદ્ધિ હીણુ છુ પણ કહુ છું જથા મતીજો. તમે૦
કુંતલપુર ભીમક રાજા ધણીજો,
પુત્રી તે તણી રત્ન છે રૂખમણીજો;
એક દીવસ નારદ મુનિ આવીઆજો.
રાજા રાણીને મનગમતું ભાવ્યા જો,
દેખી રૂખમણીને મુની એમ બોલીઆજો;
કુંદન રત્ન બરાબર તોલીઆજો. તમે૦
વર દ્વારકાંનાથ એહને ઘટે જો,
પ્રભુ પાખું બીજા નહી ઘટે જો;
વેણ વાણીએ હરીને વખાણીઆજો.
રાજા રાણીએ જમાઇ મન જાણીઆજો,
રાજા ભીમક વીવાનુ વીચારીયું જો;
દ્વારામતી વસુદેવ ઘેર ધારીઉંજો. તમે૦
એટલે આવ્યો વીર રૂકમણી તણોજો,
અભિમાની ક્રોધી આકળો ઘણોજો;
આવી બોલ્યો અભિમાની રૂખમૈયોજો,
તમે ખોટા વિચાર શું કરો ભાઇઓજો. તમે૦
ગાય ચારતો ને વન ભમતો સદાજો,
કુલહીણ રાજરીત ન જાણે કદાજો. તમે૦
શ્રી સીસુપાલ રાજા ચંદેરી ધણીજો,
ઊંચકુલ રાજરીત અલખત ઘણીજો. તમે૦

એણીપરં કબુદ્ધિએ આવી કહ્યુંજો.
હરીદાસના પ્રભુ સર્વે લહ્યુંજો. તમો૭

પદ. ૩

રૂખમૈઆ બોલ્યો એ વાંણીજી.
તમે સો વાત કરો અજાણીજી,
આપણી કન્યા એને કેમ દીજેજી;
દીજેતો વીખ હલાહલ પીજેજી,
એવું વચન સુણી ભીમકરાયજી,
જાંણ્યુ જે રૂખમૈયો વીખ ખાયજી;
એવું વીચારીને બોલ્યા રાયજી.
શ્રી હરીએ ધાર્યું તે મીથ્યા કેમ થાયજી,
એ હરી ઘટઘટમાં છે વ્યાપીજી;
અમેતો પુત્રી પ્રભુને આપીજી.
તે સરવે જાણેછે અંતર જામીજી,
એ વાલો હરીદાસના સ્વામીજી.

પદ. ૪

રૂખમૈએ બોલાવ્યા છે ગોરજી
સોના શ્રીફલ પાંચ હીમની મોહોરજી,
ગોર તમે જાઓ દ્રાવડ દેસજી;
જ્યાં છે દંમ ગોસરાય વિશેષજી,
રૂખમાંણી બેન મારી છે જેહજી.
વીવા કરી આવો શ્રી સીસુપાલ શું તેહજી,
વલી તમે કહેજો સીસુપાલને વાતજી;

આવશે જાદવકુલ સહુ સાથજી,
જરાસંધવલી જોધા અપારજી.
લાવજોદલ સઘળું નીરધારજી,
માહાસુદ પાંચમને બુધવારજી;
લગન છે ઘણું ઉત્તમ સારજી,
એવું કહી ગોર કર્યા વીદાયજી.
રૂખમૈયો ઘેર જતાં શું થાઅજી,
ખરતુરી સારસ અવળા જાઅજી,
તેમ તેમ મન ઘણું અકળાયજી;
શ્રી હરી વિશ્વના અંતર જાંમીજી,
એવા વહાલો હરીદાસના સ્વામીજી;

પદ. ૫.

રૂખમાંણીએ પ્રતાંત સહુ જાણિયું જો,
મારા પ્રાણ જવાનું આણીઉજો;
એમ વીચાર કરેને આંસુ પડે જો,
વીહલી થઇને દીશા એકે નવ જડે જો;
દાસીને કહ્યું જે ગોરને બોલાવજો,
છાનોમાનો તું મેડી ઉપર લાવનેજો.
હવે પત્ર લખેને આંસુ ખરેજો,
દિવસ ત્રણ રહ્યા હવે શું કરેજો;
સરવે ઉપમા લાયક કમલાપતિજો,
અવશ્ય ધરજો દાસીની વીનતીજો;
મારા પીતાએ તમને અરપણ કરીજો,

હું પણ જનમો જનમ તમને વરીજો;
મારો વીર મોટો વેરી થયોજો,
શ્રી સીસુપાલને આપવા તતપર થયોજો;
શ્રી સીસુપાલ આવશે દલ લેઇનેજો,
જરાસીંધ સરખા બીજા કોઇનેજો;
સિંહ ભાગ હું સીયાલ ન ચાખે કદાજો,
મેરૂ ચળે રવિ પશ્ચિમે ઉગે જદાજો;
માટે બલભદ્રજીને સાથે લાવજોજો,
દલ જાદવનું સઘલે ચઢાવજોજો;
દીવસ ત્રણ લગંનમાં ચાડા રહ્યાજો,
ગોર શ્રી સીસુપાલને તેડવા ગયાજો;
મારે પ્રીત નવી નથી શ્રી નાથજીજો,
પુરવ પ્રીત જાંણુંછો દીનાનાથજીજો;
ગજરાજ તણી અરજ તમે સાંભલીજો,
પુર્યાં અંબર પદ્માવતી સતી કરીજો;
વીસવાસ સુજને હુંની તમ તણોજો,
આવી ઝાલસો હાથ હરીદાસનોજો;
રૂખમાંણીએ વ્રતાંત સહુ જાંણીયુંજો,

પદ. ૬.

પત્ર વિપ્રને આપ્યું છે સાર, વેલા જાઓ ના કરસોરે વાર;
પત્ર લેઇને બ્રાહ્મણ જાય, હવે મારગમાંરે શું થાય;
ગોરે વીચાર મનમાં કીધો, પંથ દ્વારા મતીનોરે લીધો,
વીપ્ર ચાલ્યો છ ગાઉ ત્રણ ચાર;પાછો મનમાં કર્યોરે વીચાર,

દુર પંથ છે દ્વાવારેમતી. નહીં જવાય મારી વતી,
રાજપુત્રી છે રૂકમાણી બાલા; એને પરણવાના શારેચાલા,
વીવા વીતશે દીવશ પાંચે. કંઈ આપી નથી મને લાંચે,
વીવા વીતા પછી ઘેર જઇશું; કદી પુછશે તો એમ કહીશુ
અમો દુખી થઆ ઘણું દેહ, મરતાં મરતાં તે ઊગર્યા એહ;
એમ કહીને સૂતો છે છાયા, હરીએ પરગટ કરી છે માયા;
વિપ્ર ઊઠીને બેઠોરે થાય, ત્યાં તો દ્વારામતીરે દેખાય.
વિપ્ર પુછેછે નગરનું નામ, લોક કહે છે એ દ્વારકા ધામ;
વિપ્ર રાજી થઓ ઘણું મન, પુછે રાજા તણારે ભોવન;
પુછતો પ્રભુ પાસેરે આવ્યો, ઊઠી બેહાનો માન બોલાવ્યો;
વીપ્રે આશીર્વાદજ દીધો, તેતો શ્રી હરીએ માનીને લીધો;
પત્ર આપ્યો છે શ્રીહરી હાથ, પ્રભુ વાંચી થયા રલીઆત:
વીપ્ર દુર થકી તમે આવ્યા, રાજપુત્રીનો પત્રજ લાવ્યા;
ઘણું ચાલ્યા લાગ્યો હશે થાક, કરો ભોજન સુંદીર પાક;
ગોરભલા આવ્યા પહોર પાંચ, ઘણી મલશે તે તમનેરે લાંચ;
ત્યારે વીપ્ર કહે અંતર જામી, તમો સરવ જાણોછોરે સ્વામી;
હું તો સુતો હતો વૃક્ષ છાયા, પ્રભુ મબાલતમારીરે માયા;
વીસવાસ આવ્યો મનેરેખારો, નિશ્ચે રૂખમણીનો કર સાહસો;
હવે કુંદનપુર પધારો, રૂકમાણીનું માન વધારો;
જોતી હશે તમારીરે વાટ, ઘણો કરતી હશેરે ઉચાટ;
ત્યારે હશીઆ છે શ્રી હરી ત્યાંય, મંગાવો રથ જ્યાં હતા ત્યાંહે:
દારૂક સારથી રથ લઇ આવ્યો, તેતો શ્રીહરીને મન ભાવો;
રથ બેઠા છે શ્રી હરી રાય, અતી આનંદ અંગ ન માય;

નવ કહ્યું પોતાનીરે માત, નવ કહ્યું શ્રીબલભદ્રભ્રાત;
ઊગ્રસેન રાજા નવ જાંણ્યું; ઘણું હરખ થયો તે ટાંણ્યું,
વીપ્રને રથમાંહી બેસાર્યો. દુર પંથનો થાક નિવાર્યો,
હરી સાત્વીકને કહ્યું સાર; આવ્યા કુંદનપુર મોઝાર,
એવું કહીને રથ ચલાવ્યો; વિપ્ર પાસે પત્ર વંચાયો;
ગોર વાંચે છે શ્રી હરી પાસ હરીદાસની પુરવા આસ.

પદ. ૭

રૂકમણી મરમ લખે છે એકજી,
અમારા કુલતણો વિવેકજી;
અંબીકા પુજન કરવું મહારેજી,
લગન જે દિવસે હોય તારેજી;
ત્યાં તમે આવીને હરણજ કરજોજી,
રથમાં બેસારીને પાછા ફરજોજી.
સીશુપાલ દંતવક્ર જરાસંધજી,
મોગા મોટા જોવા પુઠલ ધાસેજી;
ફીકા પડી પડી તે પાછા જાસેજી,
પત્ર વાંચી વીપ્રને લાગ્યો પાયજી,
એટલે આવ્યા કુંદનપુર મોઝારજી;
વીપ્રને મોકલ્યો રૂખમણી પાસજી,
હરીદાસના પ્રભુ પુરસે આસજી;

પદ. ૮

વીપ્રે જઇને કહી રૂકમણીજીને વાતજી,
આવ્યા આવ્યા શ્રી બલભદ્રજીના ભ્રાતજી;

એવું કહી રૂકમણી આનંદ પામ્યાંજી,
વાપ્રને ઉઠીને સીસ નામીજી;
તેણે સમે હરખતણું શું કહીએજી.
સાગર ઊલટયો એણીપેર લહીયેજી,
દ્વારકાંમાં જાણી છે એ પેરજી;
આજ પ્રભુ કાંહાં પધાર્યા નથી ઘેરજી,
તજવીજ કીધી શ્રી બલભદ્રભ્રાતજી;
તતખર થયા જાંણીને વાતજી,
રાજા ઉગ્રસેનની આજ્ઞા લીધીજી;
સાત્વિક સંઘ તૈઆરી કીધીજી,
ઊગ્રસેને મોકલ્યા જોધા અપારજી;
આવ્યા સરવે કુંદનપુર મોઝારજી,
સઊિકાને હરખ ઘણારે થાયજી;
હરીદાસ જોઇ જોઇ વારણે જાયજી.

પદ. ૯

આવી આવી ચંદેરીની જાનજી,
દીધાં ઘણાં ઘણાં રૂકમૈએ આદરમાંનજી;
ઊતારા તો આપ્યા છે ઘણા દુરજી,
દલ ઘણું જાણે સાગર પુરજી,
એટલે આવી જાદવ કુલની જાંનજી;
દીધાં ઘણાં ભીમકરાયે માનજી,
જાની વાસા આપ્યા છે ઘણા સારજી;
ચિત્ર સાલા ગોખ જરૂખાં બજારજી,
ગાદી તકીઆ સુખમલ કેરા સારજી;

પ્રભુજીને પધરાવ્યા તે ઠારજી,
ભીમક રાજા નીરખી નીરખી જોયજી;
સિસુપાલ આવ્યો જાણી એ રોયજી,
આ વર કન્યા લાયક કહીએજી;
પુત્ર તેરી થયો તેને શું કહીએજી,
નગરના નરનારી સહુ ગલાયાજી;
વરજીને જોઇ જોઇ આનંદ ભરીયાજી,
નગરના લોક સરવે વીચારેજી;
અમે કાંઇ પુન્ય કર્યું હોય ક્યારેજી,
તેતો પુન્ય રૂકમણીજીને ફલજોજી.
શ્રી હરીવર રૂકમણીને મલજોજી,
એટલે આવ્યા જાદવ બલભદ્ર સાથજી;
ઊતારાતો આપ્યા છે અતી સારજી,
એટલે જાણી રૂકમણીએ વાતજી;
આવ્યા આવ્યા પ્રાણજીવન મુજ નાથજી,
તે વારે હરખ તણું શું કહીએજી;
હરી દાસના પ્રભુ જોઇ જોઇ રહીએજી,

પદ. ૧૦.

નહી આપુ હો નંદલાલ મહીડાં મારાંરે. એણી રીતે ગાવું
હવે અંબીકા પુજવાને કાજરે રૂકમાંણી ચાલ્યાંરે,
ગોરાણીઓ દાસીઓ સાથ સંગમાં માહાલાંરે;
ત્યારે વીચાર કર્યો જરાસંઘે જાદવ આવ્યારે,
કરશે કાંઇ ઉતપાત મન એમ લાવ્યારે;

ત્યાં જોધા મેલા છે રખવાળરે રૂકમણી પાસેરે,
તમો આવજ્ને રૂકમણી જાય રાજ અવાસેરે;
પુજા કરી આવાં છે બાહારરે મુનીવ્રત મેલીરે,
સખી સાથે હતી અનેક ચાલે સહુ ભેલીરે;
રથ લેઇને ઊભા છે વરરાયરે મારગ રોકીરે,
જે કોઇ જોધા રણ રખવાલ મુરછા જોકીરે;
ત્યારે જાલ્યો છે કર જદુનાથરે રૂકમણી કેરોરે,
કરી હરણ ચાલ્યા હરીરાય જાદવે ઘેરોરે;
જાણી હરણ કન્યાનુ સીશુપાલરે મુખ થયુ મેલુરે
છોડી નાંખ્યું છે મોહ્ડ હાથ મન થયુ ઘેલુરે,
કહે છે ફોજ કરોને તૈયારરે ઝઘડો કીજેરે;
હવે જાદવતણો સો ભાર જીતીને લીજેરે,
સીશુપાલ થયો છે ઉદાસ જરાસંધ સમજાવેરે;
અમો હાર્યાછુ સતરવાર એકવાર ફાવેરે,
માટે હીમત રાખને વીરરે શુ ગભરાઓરે;
આજ જાદવ કેરો અંત નીશ્ચે આવોરે,
એવું કહીને ચાલ્યા છે જુઝારરે જોધા મોટા મોટારે;
સહુ જીતી લીધા જદુરાય પડ્યા સહુ ખોટારે,
હવે રૂખમૈયો ચઢીઓ વહારરે પણ કરીનરે;
જીતી લાવુ મુજ બેનને ઘેરરે જુધ કરીનરે,
નહીતો નગર કરૂ પરવેસરે જનુની લાજેરે;
એવુ કહીને ચાલ્યો રાય ગંભીર ગાજેરે,
આવી મલીઓ છે સીંહને સીયાલરે તતક્ષણ હાર્યોરે;

ઝાલી બાંધ્યો છે રથની પુઠ પણ નવ માર્યોરે,
એની મુકીછે દાઢીને મુછ થઓ બીસીઆણોરે;
હરી સાથે જે કરસે હોડ એ ગતી જાણોરે,
પછે આવ્યા છે શ્રી બલદેવરે શ્રી હરી પાસેરે;
છોડો છોડોને સાલાની આજ ઇજત જાસેરે,
ત્યારે છોડયા છે બંધ જદુનાથરે રૂકમૈયા કેરારે;
જઈ નગર વસાવ્યું એક કરસના ફેરા રે,
મારા બાપનુ રાખ્યુ છે માન રૂકમણી કેરરે;
હરીદાસ કહે બીજુ કાંઇ હું નવ હેરરે,
હવે અંબીકા પુજવાને રૂકમણી ચાલાંરે.

પદ. ૧૧

શુણી દવારકાંમાં વધાઇ આવ્યા રૂકમાંણી લેઇ જદુરાય,
ઊગ્રસેને તૈયારીરે કીધી, સામગ્રી વધાઇનીરે લીધી;
આવ્યા સરવે દ્વારકાંના વાસી, ત્રીઆ મંગલ ગાય છે ખાસ
આવ્યા શ્રી હરીદ્વારકાં જ્યારે સખનાદ કીધો છે તારે;
ઊગ્રસેને મોતીડે વધાવ્યા બહુ કીધુ જીતીનેરે આવ્યા
ગાય મંગલ સરવેનારી, હરીદાસ જાય બલીહારી;

પદ. ૧૨

સુણી દેવકીજી મન હરખ્યાં, પુત્ર વહુ નૈયણે નરખ્યાં;
તેતો ચત્રખણ ચોરી રચાવી, બેઉ પાસે તે પાટ બચાવી;
ઘેર આવ્યા છે તતખણ ત્યાંહે, ઘણું હરખ્યા છે માંહોરે માંહે;
મલી મંગલ ગાય સાહેલી, વરમાલા ઉપર મેલી;
ગ્રહો પાંન કમલ જદુરાય, હરીદાસ તે વારણે જાઈ;

પદ. ૧૩

હરજીએ હાથે વાલો સાયોજી,
એ છે વાલો દેવકીનોજાયોજી;
વર કન્યા આરોગે કંસારજી,
એ જોતાં રૂડા છે સંસારજી;
ત્યાં તો ચાર સોહાગણ આઇજી,
ચરણુજીવી કહી આશીશ સુણાવીજી;
પરણીને ઉઠયા છે જદુરાયજી,
રૂખમણી સાસુ પાસે જાયજી;
પાયે લાગીને તે ચાંપ્યાછે પાયજી,
બીજાં સાસુ સતર કહીએ જેહજી;
પાયે લાગી આસીષ લીધી તેહજી,
શ્રી હરી વસુદેવ પાસે પધાર્યાજી;
ડંડવત કરીને સહુ મન ભાવ્યાજી,
ઉગ્રસેન દાદાને દંડવત કીધોજી;
દાદાજી આસીર્વાદજ લીધોજી,
વડ સાસુ પાસે તે રૂખમણી જાયજી;
પગે લાગી ચાંપ્યા છે બેઉ પાયજી,
બીજાં નરનારી કુટુંબનાં જેહજી;
સઉકોને વાધ્યો છે ઘણો નેહજી,
હરીદાસ કીકરદાસ તમારોજી;
હવે મારે આવાગનની વારોજી;

કુંડળીઓ.

રામનામ વેકું, અગમ પુરાણુ કીઓ,

રામનામ જાને વેકું, ગીતાઈ પઢાયોહે;
રામનામ સુણ્યાવિના, જનમ અવરથા ગુમાયોહે,
રામનામ સબહિમે સાર. હરિદાસ કહે;
શબ્દ સમુદ્ર પેઠી રામ રત્ન પાયોહે,
ચૈતન અખંડ જહાં જોગીયન કે ચીતરમે;
ઘટઘટ જોતી તાતે કહ્યા રામહે,
અજામેલ ગુણકાકું તારે,
જીન પ્રલ્હાદકી વારે ધાયે;
સોહી રામ નામહે;
સોહી રામનામ ઉમીઆકું ઉપદેશ કીઓ,
શંકરને લીખ્યો વોહી રામનામહે;

## શ્રીમદ્ ભાગવતના અલંકાર વિષે આંબો.

રાગ. ધોળ.

સાહેલીરે આંબો મોરીયો. ટેક.

આંબો અખંડ મંડળ થકી ઉતર્યો,
તેનો વ્રજ ભોવનમાં વાસ; સાહેલી. ૧
વસુદેવે તે મહા બિજ રોપીયું,
થયું દેવકી ખેત્ર પ્રકાશ; સાહેલી. ૨
આંબો જશોદાજીએ સિંચીઓ.
તેના નંદગોપ રખવાલ; સાહેલી. ૩
આંબો ધ્રુવને પ્રહલ્હાદે અનુભવ્યો,
એની વેડનારી છે વ્રજનાર; સાહેલી. ૪
મહા મુનીએ નિગમ બિજ રોપીયું;

વેદવ્યાસ તણા મુખમાંહ્ય; સાહેલી. ૫
તેના ચતુર શ્લોક ચાર પત્ર થયાં,
દ્વાદશ સ્કંધ તે ડાળાં બાર; સાહેલી. ૬
ત્રણુસેને ત્રીસ અધ્યા તેનાં જુમખાં,
શ્લોક પત્ર અઢાર હજાર સાહેલી. ૭
તેની વેદ પુરાણ શાખા થઇ,
તેની છાંય થઇ સર્વત્ર સાહેલી. ૮
શ્રીમદ્‌ભાગવત રૂપી ફળ થયું,
સ્મૃતિ સ્મૃતિ એ સઘળાં પત્ર; સાહેલી. ૯
શુકદેવ પક્ષ ફળ લઇ ગયા,
જે બેઠા ગંગા ત્રઠ જયાંહ્ય; સાહેલી. ૧૦
તેના ચાખતામાં રસ પરસરિયો,
પડયો પરિક્ષતના મુખમાંહ્ય; સાહેલી. ૧૧
એક કલ્પતરૂ શ્રીકૃષ્ણજી,
પુરણ પુરૂષોત્તમ વિશ્વાધાર; સાહેલી ૧૨
પાખંડ કપટ ખંડન કર્યાં,
પ્રગટયા પુરૂષોતમ વિસ્કલ્પવૃક્ષ સાહેલી. ૧૩
કળીયુગનું તે કારણ જાણીયુ,
કરવા પુષ્ટી મારગ પ્રત્યક્ષ; સાહેલી. ૧૪
ગુણ પતના તે ગંગાધર,
ધન્ય તૈલંગકુળ અવતાર; સાહેલીરે આં. ૧૫

રાગ (ધોળ)

ગરૂડ ચઢી આવજો ગીરધારી,
લજા મારી રાખજોરે મોરારી;

પરથમ પુજીએ શ્રી ગુરૂરાય,
શ્રી કૃષ્ણને લાગુ પાય;
ગુણ ગાવાની ઈચ્છા થાય. ગરૂડ ચઢી૦
પરથમ પુજીએ શ્રી ગુરૂરાય;
સારદા કરજો મારી સહાય;

પદ પુજીને પાવન થાય. ગરૂડ૦ લજા૦
માતા આપો અવિચળ વાણી;
એમ ઇચ્છા રાખજો તમારી.
દાસ થાય અવિચળ કારી. ગરૂડ૦ લજા૦

ધન્ય ધન્ય કુંતાજીરે માય.
જેણે સેવ્યા છે શંકર રાય
પાંચે દેવે લીધો અવતાર. ગરૂડ૦ લજા૦
પાંચે પુત્રતો પાંડવ જાણો.
છઠ્ઠાં દ્રુપદીને વખાણો.
એમાં સંદેહ કરોનવ આણો. ગરૂડ૦ લજા૦

રાજા ધર્મતો ધર્મ ધ્યાન.
રૂડા અરજુનના મન વિશ્રામ,
તેમાં ભીમક મહા બળવાન; ગરૂડ૦ લજા૦
રત્નવંતાની કુંવરીરે આવે,

સાથે જોશી સહેદેવને લાવે;
પાંચે પુત્ર પાંડુના કહાવે ગરૂડ૦ લજા૦
હસ્તીના પુરમાં ઓળચોરે પાડી,
માંડી બાજી તે પાસા ઢાળી;

પહેલે પાસે તે હસ્તિનાપુર હાર્યા ગરૂડ૦ લજા૦
બીજે પાસે તે ગરથ ભંડાર
ત્રીજે ઉગરવા નથી આર,
એમ સાહી છે વારંવાર ગરૂડ૦ લજા૦
ચોથે પાસે ચતુરાઇ સારી,
પાંડવ હાર્યા છે દ્રુપદી નારી
સામો દુર્યોધન અહંકારી ગરૂડ૦ લજા૦
ત્યાં તો શોભા ભરાઇ છે સારી,
બોલ્યો દુર્યોધનુ અહંકારી;
તેડી લાવો તે દ્રૌપદી નારી ગરૂડ૦ લજા૦
સતી ભરી સભામાં આવ્યાં,
સભા દેખીને મન લજવાયાં;
દુષ્ટે હસીનેરે બોલાવ્યાં ગરૂડ૦ લજા૦
સતી રમ્યા તમારારે સ્વામ,
હાર્યા રાજપાટ સતી ગામ;
આવી માંડો ઘર આ ઠામ ગરૂડ૦ લજા૦
સતી આવી બેસોનેરે ખોળે,
એવાં વચન દુર્યોધન બોલે;
તોયે સતીનાં મન ના ડોલે ગરૂડ૦ લજા૦
ખોળે બેસસે ગદા ભીમ કેરી,
તને કાળે લીધો છે ઘેરી;
તું તો જાદવ કુળનો વેરી ગરૂડ૦ લજા૦
તને લાગ્યું સતીનુંરે પાપ,
તને સતીએ દીધો શ્રાપ.

ખોળે બેઠા તે શોક સંતાપ  ગરૂડ૦ લજા૦
દુરપંથ છે દ્વારકાં ગામ,
ત્યાં તો પોઢયા છે શ્રી ભગવાન;
જાગી જોઇ ધાયા ઘનશ્યામ, ગરૂડ૦ લજા૦
એમણે ગરૂડ શણગાર્યો તતકાળ,
ચીર નવસેં નવાણું આણ્યાં;
આવી પુર્યાં છે શ્રીભગવાન  ગરૂડ૦ લજા૦

## રૂષિ રાજનાં પદ.

### પદ ૧ લું રાગ ગરબી.

### ભુંડું થવા વિષે.

પુન્ય મારગમાં કોડી ન પાલવેરે,
આડા મારગમાં વાવરે અજાણ;
ભુંડું થવાના ડોળ સંતો ભાળજોરે, ટેક.
ઉપજ થોડીને ખર્ચ ઘણું આદરેરે,
વશણ ઝાઝાંને વહેમનો વેચાણ;  ભુંડું૦ ૧.
જુઠ સાથે જડેલ જેનો જીવડોરે,
કુડી સાહેદી પુર્યાના કોડ;  ભુંડું૦ ૨.
દીનાનાથ રૂઠયા ત્યારે પેઠાં ડાખલારે,
ધણી ધણીઆણી ધુણે જોડાજોડ;  ભુંડું૦ ૩.
દારા ચીઠીઓમાં નીત્ય વરે દોકડારે,
બાધા આખડીઓ ચાલતી સદાય;  ભુંડું૦ ૪.
આખા ઘરનાં માણસ થયાં આળસુરે,

કોઈ ઉદ્યમને વાયરે ન જાય; ભુંડું૦ ૫.
ખાવા સર્વને જોઇએ સારૂં સુતરૂં રે,
આવે ભાણામાં બીહતું બીહતું અંન; ભુંડું૦ ૬.
છતે છાણે ઉકરડા જેવું આંગણું રે,
છતે પાણીએ ઢેડ જેવું તન; ભુંડું૦ ૭.
વાટે ઘાટે આંગણે ખળે ખેતરેરે,
પડ્યું પાડોશીનું ચોરવાનો ચાલ; ભુંડું૦ ૮.
નિત્ય ઘરમાં થાય કંકાસ કારમોરે,
લેછે તાળીઓને લોક જુવે તાલ; ભુંડું૦ ૯.
દેવું કરતાં ન ડરે જરા દીલડું રે,
લેત દેત મરો ઢાઢીઆના ઢાણું; ભુંડું૦ ૧૦.
છુરી અર્થે તો હાથ લાગે ધ્રુજવારે,
ઠઠા બાજીઓમાં લાડવાનાં લાણું; ભુંડું૦ ૧૧.
ચોરી ચાડી કુકર્મની ચિંતા નહીંરે,
મહેનત મજૂરીમાં લાખ ઘણી લાજ; ભુંડું૦ ૧૨.
શીખ સારી નઠોરને ના ગમેરે,
રૂડું સર્વેનું ચહાય રૂપીરાજ; ભુંડું૦ ૧૩.

## રૂડું થવા વિષે.

પાપ માર્ગમાં કોડી ન પાલવેરે,
પરમાર્થમાં પુરણ પ્રેમ;
વેળા વળવાની સુણો કોઈ વારતારે. ટેક.
ઉપજ હોય એથી ખર્ચ ઓછું આદરેરે,
વશન અન વિના નહિ નહિ વેમ; વેળા. ૧

સત્ય સાથે જડેલ જેનો જીવડોરે,
પવિત્રાઇ પુરી ઉજળો આચાર; વેળા.
દોરા ચીઠીઓમાં વરે નહિ દોકડોરે,
નવ દેખે દેવાળાં દ્વાર; વેળા. ૨
આખા ઘરનાં માણુસ થયાં ઉદ્યમીરે,
કોઇ આળસને વાયરે ન જાય વેળા.
રૂડું દીસે રળીઆમણું આંગણુંરે,
અધિકાર જેવો આવકાર થાય; વેળા. ૩
આખા ઘરનાં માણુસ એક સંપનાંરે,
ખરાખોટાને ઓળખે ખચિત; વેળા.
સાચા સંતોની નિત્ય જેને સંગતિરે,
ચોર કામમાં ન કોઇનું ચીત; વેળા. ૪
દેવું કરતાં દુભાય ખુબ દીલરે,
દુધે ધોએલાં આપવાં છે દામ; વેળા.
હરિ અર્થે તો ખર્ચ કરે હર્ષમાંરે,
ભુડયા ખાતે ન વાવરે બદામ, વેળા. ૫
કર કાછડી ને જીભ કબજે કર્યારે;
ભુડી દાનતનો નહિ થાય ભાવ, વેળા.
પ્રદયા ફરી પડે જેને પાંશરારે;
એજ વેગથી સુધરે સુભાવ વેળા. ૬
આવી વાત માને એનું નામ માનવીરે;
લુંડ લવરીમાં લાખ ઘણીલાજ, વેળા.
શીખસારી નઠોરને ના ગમેરે;
રૂડું સર્વેનું ચહાય રૂપિરાજ વેળા. ૭

## નરકના અધિકારી વિષે.

વેદ મરજાદા મેલી જેણુ વેગળીરે,
બીડી વાણીને પેટમાંતો પાપ;
એતો જમના ઘરાક સંતો જાણજોરે, ટેક.
કામ જોતાં સરદનાં કુતરાંરે;
ક્રોધ જોતાં છંછેડલો સાપ; એતો૦ ૧
લોભ ઝાઝોને લાંચ કેરા લાલચુજે:
દુષ્ટ બુદ્ધિવાળા દારૂના પિનાર; એતો૦
જીવ હત્યા કરનાર વેણુ જુઠડારે;
ગાંજાખોર ચોર હુવેરીના યાર; એતો૦ ૨
દયાહીણુ નવ વાનરે દશુંદનેરે;
દગાખોર તથા નાત તોડનાર, એતો૦
રૂડુપરનુ દેખીને જે રૂએરે;
પશુ પંખિયોની આંખ ફોડનાર; એતો૦ ૩
જુઠું કલંક લગાવે જાણી જોઇનેરે;
જુઠી સાહેદી પુર્યાનુ જેને જોર; એતો૦
ચાર પાણીથી ચાકરી બને નહીંરે;
નાંખે નીસાસા બારણામાં ઢોર; એતો૦ ૪
કરી જાણુ નહીં શુભ કર્મનેરે;
હાથ ઓઢવામાં ખુબ હુશિયાર; એતો૦
જેને માલમ મળે નહિ મોક્ષનીરે;
ફુકે ચલમને કાન ફુકનાર; એતો૦ ૫
ધન હરવામાં બારે માસ ધાંખનારે;

ચેલા મુડવામાં લાખઘણું ચીત; એતો૦
લુણહરામી લબાડ મુઆ લાગનારે;
રૂડીગમે જેને અસુરાંની રીત; એતો૦ ૬
ઘાત કરિ જાણે વિશ્વાસ ઘાતનીરે;
કરે ધુળ ધાળી રંક કેરૂં કાજ; એતો૦
શીખ સારી નઠોરને ના ગમેરે;
રૂડું સર્વેનું ચહાય રૂષિરાજ; એતો૦ ૭

## જમના ઝપાટા વિષે. રાગ લાવણી.

### પદ ૧.

જમ દે નીત્ય ઝપાટારે, કોઇ ચેતણહાર ચેતો;
જમ દે નીત્ય ઝપાટારે ટેક.
ઠીઠીઠીઠી દાંત શું કરો પળમાં બગડે પીઠી,
દીઠી દીઠી ઘણાંની બગડી ચડપ આવી ગઇ ચીઠી; જમ૦ ૧
માત પીતા જાણે સુત મારો દીન દીન મોટો,
મોત નજીક આવેછે એક દીન ખેલ થશે ભાઈ ખોટો; જ૦ ૨
બાંધવ જાણે બંધવ મારો જીવો જુગો જુગ જોડી,
કાળ અચાનક આવી પકડશે તરત નાંખશે તોડી; જમ૦ ૩
નારી જાણે મુજ નાવલીઓ અમર તપો અવિનાશી;
ઝટિયાં ઝડપ ઉતરશે કરશે કાળ ઉદાશી; જમ૦ ૪
સોળ અંગ શણગાર સજીને રોબડાશું રીઝો;
એક દીન લાલ વેરાગણ બનવું વેશ બદલવો બીજો; જમ૦ ૫
દર્પણ લઈ શું મુખડું દેખો, સમજો જમની શેહમાં;
એક દીન કરશે કાળ હુલાહુળ ચડપ સુવારે ચેહમાં; જમ૦ ૬

દારા પુત્ર પરિવાર તજીને, જા તું મિલ્કત મેલી;
રૂષિરાજ રૂઘનાથ વિના નથી કોઇ બરાબર બેલી; જમ૦ ૭

પદ. ૨ જું

જબરો કાળ ઝપાટોરે, માથે મરણ બીક છે મોટી. જબરો ટેક
જંતર જાણો મંતર જાણો જાણો તંતરટાળા;
મોત બડા મરદ જ્યાં ધ્રુજી પડે ધરાળા; જબરો૦ ૧
વૈદ બોલાવો કરો ઉકાળો કુટી;
ખુટી તે તો જરૂર ખુટીની નહીં બુટી; જબરો૦ ૨
સાંવરૂ ઓઢો શીખો શરોદો તત્વ વીચારો તાજા;
નાડી ભેદમાં દાડી રમો પણ વાગશે ઊંધાં વાજાં; જ૦ ૩
જોષ જુઓ નિર્દોષ ભણીને કોશ શુકનના કાઢો,
જમ કીંકરનો અજબ ઝપાટો ગજબ કરીને ગાઢો; જબરો૦ ૪
વેશ ઉતારો કેશ ઉતારો દેશ ઉતારો દુજે,
પકડે આવી મોત પલકમાં જીવલડા શું સુઝે; જબરો૦ ૫
રોટી બદલો ચોટી બદલો લોટી બદલો લાખો,
દરદ મરદને ગરદ કરીદે મોત મરદ છે આખો; જબરો૦ ૬
ધરમ ધરો અધરમને મેલી ખાંતેથી લ્યો ખેલી,
રૂષિરાજ રઘુનાથ વિના નથી કોઇ બરાબર બેલી; જબરો૦ ૭

## ગર્ભની સ્તુતી.

પદ. ૧.

બહુ હું તમને ભુલ્યોરે, ભટક્યો હું ભવમાં;
એ માટે દુખમાં ડૂલ્યોરે, ભટક્યો હું૦ ટેક
સ્થાવરના ભવમાં જીવન હું ઝાડ થૈ થપાણો,

કોવાડે ત્યાંહી કપાણોરે; ભટકું૦ ૧
જળચરકેરા જન્મે ન સુખની વેળા જાણી,
પામ્યો નહીં વન્નને પાણીરે; ભટકું૦ ૨
લાખો ફેરા મેં આજના અવતાર વ્હાલા લીધા,
ત્યાં દહિતે ઝટકા દીધા; ભટકું૦ ૩
બારંગના ભવમાં ચરણ વીના હું પેટ ચાલ્યો,
ત્યાં સાણસથી ઝાલ્યોરે; ભટકું૦ ૪
કુતરાની કાયા પામીને વેણી ખાધા કડકા,
ત્યાં ભુખના વેઠ્યા ભડકારે; ભટકું૦ ૫
અવતાર ખરને ઊંટના કેટલાક કાઢ્યા,
અણુતોળ્યા ભાર ઉપાડ્યારે; ભટકું૦ ૬
રૂષિરાજના સાચા સ્વામી હવેતો શરણે રાખો,
લેઇ જનમ ચૂકયોહું લાખોરે; ભટકું૦ ૭

પદ. ૨.

સાંભળજ્યો સગા સાચારે, અલબેલા અરજી,
મથા નહિ બોલું વાચારે, અલબેલા અરજી, ટેક
નરકની પીડા અઠાવી કુંડમાં ન્યાળી,
ગર્ભવાસે તો હદવાળીરે; અલબેલા૦ ૧
મટાડો મહેરબાની કરીને સંકટ મારૂં,
વ્હાલા નહિ ગુણ વિસારૂંરે; અલબેલા૦ ૨
કથા હું તમારી કાના સાંભળીસ કરણે,
તીર્થાટણ ચાહીશ ચરણેરે; અલબેલા૦ ૩
નારાયણ તમને નેહથી નીરખીશ નેણે,

વળી કીરતન ગાઇશ વેણરે; અલબેલા૦ ૪
સ્વામી તમારા હરિજનની કરીશ હાથે શેવા,
શીર નામીશહું સુરદ્વારે; અલબેલા૦ ૫
તથાપી ત્રીકમ નાવે પતિત મારી
તમનેતો જમાન આપું જમનેરે; અલબેલા૦ ૬
ભગવતે અરજી સુણી,
રૂષિરાજ કહે દીલ બેધુરે સંકટ સરવે છે દુર;અલબેલા૦ ૭

રાગી મુક્તની સમજણ વિષે.

ધન્ય ધન્ય સમજણરે, જનક રાયની જાણુ;
વંદન કરીને નીત્ય વખાણું, ધન્ય ધન્ય સમજણ ટેક
અલખત જાતાં ઇંદ્ર બરાબર, મોહ તણે મુખ છાણું; ધન્ય૦૧
હરિ રસ પીતાં હવેલી સળગી,દીલકું નવ ડહોળાણું;ધન્ય૦૨
એકાંતે છળવા આવી અપછરા,જયોગીનું મતું જણાણું;ધ૦૩
રંગ મહેલમાં રાન સરીખાં, ભભુત બરાબર ભાણું;ધન્ય૦ ૪
સુળી અને સિંહાસન સરખાં, લેંટ બરાબર નાણું; ધન્ય૦ ૫
વિરાગના ઉપર હધવાળી, ગાદીનું કામ ગણાણું; ધન્ય૦ ૬
રૂષિરાજ બલીહારી રાયને, હરદમ નામ જપાણું; ધન્ય૦ ૭

મુક્તના આનંદ વિષે ગરબી.

ભલે શુકન થાઓ સારા આનંદ છેરે લોલ,
મળો લાકડાંના ભારા; આનંદ છેરે લોલ ૧
ભલે નવ ગ્રહ રૂઠા આનં૦
ભલે દુધે મેહ ત્રુઠા, આનં૦ ૨
હાલ મરણથી નથી બીતું, આનં૦
ભલે કોડ વરસ જીતું; આનં૦ ૩

ભલે પુષ્પ લેઇ પુજો — આનંદ૦
ભલે ધુળ નાંખી ધુજો, — આનંદ૦ ૪
ભણો ગુણિયલ કે ગાંડો — આનંદ૦
ભલે ભાવે એમ ભાંડો; — આનંદ૦ ૫
ભણો રાંચવો કે રંડી — આનંદ૦
ભલે પરખો પાંખડી; — આનંદ૦ ૬
રવિરાજના દીએ — આનંદ૦
વ્યાપિ રહ્યા સદાય; — આનંદ૦ ૭

## દીલની રામાયણ રાગ ગરબી.

દીલમાં દેખીલયોરે દેખીલયો,
રઘુનાથજીનો ખુબ રંગ ખીલયોરે દીલમાં ટેક
હાંરે ગંગા સરજુતો શાંત વૃત્તિ સુરિ,
નીત્ય નહાય તેનાં દોષ થાય દુરી;
હાંરે પ્રેમ કોટમાં અજોધ્યા પુરીરે; દીલમાં૦ ૧
હાંરે પરમાર્થ તો દશરથ પીતા,
માત કૌશલ્યા હરિગુણ ગીતા;
હાંરે શુદ્ધ બુદ્ધિ તો જાણ જ્યો સીતારે;દીલમાં૦ ૨
હાંરે બ્રહ્મ હવેલીમાં રમે રામહીરો,
જાપ અજંપા ધનુષ્ય બાણ હીરોરે;
હાંરે વડો વિવેક લક્ષ્મણ વીરોરે; દીલમાં૦ ૩
હાંરે શુદ્ધ ધર્મ ધારજ્યો વશીષ્ઠ સ્વામી;
જ્ઞાન રૂપ ભરત મોક્ષ પંથગામી,
હાંરે રાગ રહિયતની વેદના વામીરે; દિલમાં૦ ૪

હાંરે જયોગ જંગલમાં જીવદયા ઝાડી,
ચીત્ર કોટ ચીતપાત્ર પુન્ય પહાડી;
હાંરે દીનોનાથ કરે ખેલમાંહિ દહાડીરે; દિલમાં૦ ૫
હાંરે સત્ય સુગ્રિવ હનુમાન હરખ કુદે;
હાંરે વિદ્યા વાનરની ફોજ થઈ ઉદે,
રોષ રાખસનાં છે રૂદેરે; દીલમાં૦ ૬
હાંરે નળનીલ નિયમ છે સિલાટ સારા
ભવસાગરની પાજ બાંધનારા;
હાંરે રૂષિરાજ રામ સુવેળે ઉતારે; દિલમાં૦ ૭

## નવધા ભક્તિ વીશે.

### પદ૦ ૧ લુ રાગ ધોળ.

સંતો ભક્તિ શ્રવણ પહેલી સાધોરે,
એક ચિતેથી શ્રવણે આરાધોરે; ૧
વિણા જંતરની સુણી વાણીરે,
મ્રગલાં તજે ચારોને પાણીરે; ૨
મળે એકઠાં શબ્દનાં મોહ્યાંરે,
એક સુરતા અચળ ચિત્ત પ્રોયાંરે; ૩
એવા થઈને સભા માંહી આવોરે,
લોને આટાણે લાખેણા લાવોરે; ૪
જેવાં ચિત્રેલાં ભીતમાં ચિત્રરે,
એવા થઇને બેસો મારા મીત્રરે; ૫
પહેલી ભક્તિતો પરીક્ષતે માણીરે,
પીધી પ્રેમે શુકજીની વાણીરે; ૬

રૂષીરાજની છે આવી રીતીરે;
લો તો જગત જશો જીતીરે; ૭

પદ ૨ જું.

બીજી કીરતન ભક્તિમાં બુઝોરે;
પ્રીતે પ્રભુજીને શબ્દથી પુજોરે. ૧.
જેવી વીવાસાં ખીલે જાનડીયોરે;
જાણુ ચીંતામણિ જડિઆરે. ૨.
એવા પ્રેમથી હરિગુણ ગાઓરે;
ફરી અવસર નહીં આવે આવોરે. ૩.
નવ ધાસે જીભલડીતો જરિએરે;
આઠે પહોર મુખથી ઉચારેરે. ૪.
અવતાર ચરિત્ર ઊમંગેરે;
ગાતાં શીખીએ સંતોને સંગેરે. ૫.
બીજી ભક્તિતો નારદ બોલેરે;
ગુલતાન થઇ દીલ ડોલેરે. ૬.
રૂષીરાજ એવી રીતે રાચેરે;
ગાતાં કીરતન નટવર નાચેરે. ૭.

પદ. ૩ જું.

ત્રીજી સ્મરણ ભક્તિતો તારેરે;
ભવસાગર પાર ઉતારેરે. ૧.
નવહાલે જીભલડીતો જરિએરે;
શ્વાસોશ્વાસ હરિને સમરીએરે. ૨.
નાભીથી બોલો કંઠ લગણીઆરે;

આવી ભક્તિનાં લોરે ભામણિયાંરે. ૩.
જેમ લાખો ક્રિયા કરે લોભીરે;
તોય સુરતાતો ધનપર થોભીરે. ૪.
ચરે ગાવડલી વન ચારોરે;
વિસરે નહીં વાછરો પ્યારોરે. ૫.
એમ બેસતાં હરતાંને ફરતાંરે;
રહેવું સંતોને સ્મરણ કરતારે. ૬.
ત્રીજી ભક્તિ ત્રીલોચન કેરીરે,
રૂષીરાજ કે અંતરે ઘેરીરે; ૭.

પદ, ૪ થું.

ચોથી ભક્તિતો સંતો સેવારે,
ઘેર બેઠે ગંગાજીને રેવારે; ૧.
હાથ કરૂણા કરી દીધા હરિયેરે,
કોડ કોડે સેવા નીત્ય કરિયેરે; ૨.
માન મૂકીને સેવા સાંભળોરે,
રીઝે નંદકુંવર લટકાળોરે; ૩.
બીજી ભક્તિ સુગમ સુખદાઈરે,
સેવા ભક્તિ કઠણ છે ભાઈરે; ૪.
અભીમાનીને પાસેનાવેરે,
ભલે નાચે કુદે ભલે ગાવેરે; ૫.
શેવા ભક્તિતો શવરીને સોઈએરે,
હમારા હોતો રાખવી જોઈએરે; ૬.
રૂષીરાજ કહે મોક્ષની દાતારે,

સેવા ભક્તિ કરે સુખ શાતારે; ૭.

પદ. ૫ મું.

સંતો પાંચમી અર્ચન ભક્તિરે,
સાચા ભાવની જોઇએ છે શકિતરે; ૧.
નંદલાલાને લાડ લડાવોરે,
ફુલ ચંદન થાળ ધરાવોરે; ૨.
એના ભોગીતો અમરિષ જેવારે,
શુદ્ધ બુદ્ધિની પાંચમી સેવારે; ૩.
છઠ્ઠી ભક્તિતો વંદન સાચીરે,
પ્રભુ પાસે ગરૂડજીએ જાચીરે; ૪.
હરિ કે હરીના જન જોઇનેરે,
શીશ નામીએ હુંપદ ખોઇનેરે; ૫.
છઠ્ઠી ભક્તિ તો શોભા છે સૃષ્ટિરે,
છઠ્ઠી ભક્તિથી વરસે છે વૃષ્ટિરે. ૬.
જે કોઇ સંતોને ચરણે નમે છે રે,
રૂષીરાજ કહે ગુરૂને ગમે છે રે; ૭.

પદ ૬.

દાસ ભક્તિ તો સાતમી દેખું રે,
એના મુલનું નહીં થાય લેખું રે; ૧.
આતો ભકિતની વાતો છે ઊંડીરે,
દાસ ભક્તિની મુકિત છે રૂડીરે; ૨.
જ્ઞાન હેમાળે મન જેનું ગળિયુંરે,
દાસ ભક્તિનું પદ તેને મળીયુંરે; ૩.

આમાં પોતાતણું નવ ચાલેરે,
મન આજ્ઞામાં નીત્ય મહાલેરે; ૪.
દાસ ભકિતના હનુમાન જોગીરે,
શ્વાસ ખેંચે ભલા ભલા જોગીરે; ૫.
દાસ ભક્તિમાં ઓધવ ડાહ્યારે,
જેને સુદલ ના નડી માયારે; ૬.
ધન્ય આ ભકિત જેણુ જાણીરે,
રૂષિ રાજે વિશેષ વખાણીરે; ૭.

પદ ૭ મું.

સખા ભક્તિ છે આઠમી સંતોરે,
રીઝવો ગીરધર ગુણવંતોરે; ૧.
પ્રભુને કરો પ્રાણથી પ્યારારે,
એક નીમીષ નમેલીએ ન્યારારે; ૨.
સખા ભકિત તો અર્જુને સાધીરે,
મટી આ જગ કેરી ઉપાધીરે; ૩.
નવમી ભકિતતો આત્મ નિવેદનરે,
કરો તો થાય સંતતી છે દનરે; ૪.
હરિ અરપણ સરવે સમાયારે,
સુત દારા પોતાની કાયારે; ૫.
નવમી ભકિત શીખ્યા બળી રાજારે;
જેણે જગન કર્યા હતા ઝાઝારે; ૬.
એસી ભકિતતે ભકિતનું છોગુંરે,
મલે જડીયું રૂષિરાજ જોગુંરે; ૭.

પદ ૮ મું.

વ્યાસ વાલ્મીક નારદ જેવારે,
એતો ગુંથે છે નવધાની સેવારે; ૧.
વળી નવધા ઉપર વાટ્ય વસમીરે.
પ્રેમ લક્ષણા ભક્તિ છે દશમીરે; ૨.
એતો ગોપીએ રંગભેર રાખીરે,
સુકદેવ મુનિ એના સાખીરે; ૩.
પ્રેમ લક્ષણામાં બુડે પ્રાણીરે,
એનું નવધા ભરે છે પાનીરે. ૪.
પ્રેમ ભક્તિના વીરલા ઉપાશીરે,
એને આંગણે છે કોટી કાશીરે; ૫.
મુગા પણ મારા હરિજન માટેરે,
કર્યાં અર્પણ મેં પદ આઠેરે; ૬.
ગાય શીખે સુણે નર નારીરે,
રૂપીરાજ રીઝે ગીરધારીરે. ૭.

પદ. ૧

સદા સુખીઆ જગતમાં સંત, દુરિજન દુખિઆરે;
નાવે અકળામણનો અંત, મુરખમાં મુખિઆરે; ૧
રૂએ રાત દિવશ સૌ રાંક; ભુખેમન ભટકેરે;
વડો પુર્વ જનમનો વાંક, ખરેખરો ખટકેરે; ૨
નાલેવંતને અંતરે ત્રાસ; ઝંખના છે ધનનીરે;
રખે થઇ જાય નાંણાનો નાશ, મહાવ્યાધિ મનનેરે ૩
સુવાસણને ધણીનો સંતાપ, હુકમ કરે હુળીરે;

વિધવાનાતો પુરણપાપ, ઉમર એોશીઆળીરે; ૪
વણ પરણેલા મનમાં મુઝાય; વાંડા જેવા ફરીએરે;
પરણેલાનાં પુરણ પાપ, હવે શું કરીએરે ૫
જોગ લાગ્યા તે લીધો ભેગ, બોલે એવું બાવારે;
પડી રાખમાં રોબડ રેખ, એથી થયા આવારે; ૬
જેને પરપંચ ઉપર પ્રીત, ઝુરે એતો ઝાઝુરે;
રૂખિરાજની સમજે રીત, તેને સુખતાઝુરે; ૭

પદ. ૨

મહાદુખ ભરે મહિમાળ; ઘણા વહેરી ગાજેરે;
ઝેર દિધાની અંતરે ઝાળ, દહાડી દીલ દાઝેરે; ૧
પુત્રવંતિયો ચુંટે પેટ, છકી ગયા છેયારે;
કરૂં ક્યાં લગી તારી વેઠ, કાળામોંના કૈઆરે; ૨
જેની રહી છે કુંવારી કુખ, એતો ઢાળે આંસુરે;
દહાડી સંભારે દારૂણ દુઃખ, જનમ ગયો ફાંસુરે; ૩
કુળવંત કરે કકળાટ, દેવા માંહિ ડુલ્યારે,
આઠે પહોર અખંડ ઉચાટ, ભજન એથી ભુલ્યારે; ૪
ઓછા કુળવાળા કરે કકળાટ, વધી ગયા વાંઢારે;
પ્રભુએ સરજાડયા શીદ આંય, ન સરજાડયા ઢાંડારે ૫
જેને પડપંચ ઉપર પ્રિત, દારૂણ એતો દુખીઆરે;
રૂખિરાજની સમજે રીત, સદાય એતો સુખીઆરે; ૬

પદ. ૩

ડાહ્યાંનાં દિલ દહાડી દુભાય, ભોગે થયા ડાહ્યારે;
ઘડી જંપ્યા નહિ ઘરસાંઇ, કર્યા લોકે કાહ્યારે; ૧

મૂરખા મનમાંહિ મુંજાય, પશુ જેવા પાકયારે;
ખૂણે જઇને નીશાસા ખાય, ફુરી ફુરી થાકયારે: ૨
ભણેલાને જડે નહિ ભેદ, ગયું સુખ છેટેરે;
વાંચી વાંચી ઉથામ્યા વેદ, જાણ્યું બ્રહ્મ ભેઠેરે: ૩
દયાવંતને અંતરે દાઝ, દુઃખ ભરે ડગલુંરે;
રાજા ભરતે તજ્યું બધું રાજ, તેઓ થયા મૃગલુંરે; ૪
જોગી થઇને સાધે ધન જોગ, સિદ્ધિઓના સારૂરે;
વાધે અંતરે વાસના રોગ, વડુ દુખ વારૂરે; ૫
દેવ લોકમાં વળીઓ ડાટ, જરાએ ન જંપીઆરે;
ઇંદ્રને આઠે પહોર ઉચાટ, ત્રાશે જોઇ તપીઆરે, ૬
જેને પરપંચ ઉપર પ્રીત, એને દુખ દરિઆરે;
રૂષિરાજની સમજે રીત, સુખે એતો ઠરિયારે; ૭

## છોટમશાસ્ત્રીનાં બનાવેલાં પદ ને કુંડળીઆ.

### પદ. ૧.

જુગમાં જનમીને તેં શું કર્યું, ઓળખ્યો નહિ અવિનાશજી;
જૂઠમાં ખોયું તે જીવડા, પડયો કાળને પાસજી; જુગ૦ ૧
દાન દયા સત્ય શીલતા, એવું ના આવ્યું ઉરજી;
જુગકર્તાને જાણ્યા નહિ, કામ કીધાં તે કૂરજી; જુગ૦ ૨
ધંધો કરીને ધન મેળવ્યું, બાંધ્યા મોટેરા માળજી;
પ્રભુ ન ભજ્યા પાપીએ, કાલે ઝડપશે કાળજી; જુગ૦ ૩
વહેવાર વટના વશ કર્યા, મમતા બાંધીને મેદજી;
ફોકટ ધન એ અફળ ગયું, ગાયા નહિ ગોવિંદજી; જુગ૦ ૪
સાચાને જૂઠુંરે પાડવા, લીધી લોકની લાંચજી;

મારકણા પાડાશો મસ્ત છે, નથી ઇશ્વરની આંચજી; જુગ૦ ૫
કીટ જેવારે વૃશા કાળના, ઉપજે તેમ લય થાયજી;
એમ પ્રભુને ભજયા વિના, જમને ઘેર જીવ જાયજી; જુગ૦ ૬
ધીક ધીક તારારે ધર્મને, મનમાં પાપનાં મુળજી,
શુદ્ધ વિચાર આવ્યાવિના, ધર્મમાનો તે ભૂળજી; જુગ૦ ૭
સાચુ તો કાંઇ નવ સુજીયું, કરતાં કુળ કેરી રીતજી;
છોટમ પ્રભુ એ સત્ય છે, બીજી સર્વે અનીત્યજી; જુગ૦ ૮

ગરબી.

કાયા કુંજગલી છે વંદ્રાવનજો,
ગુણની ગ્રંથા તે ગીરી ગોવર્ધનજો;
ચોવીસ તત્વ પ્રકૃતિ ગોપીજનજો,
પ્રાણવાયુ તે જમનાં લહેરે જાય છે; ૧
નવે દ્વારમાં દેવ રહ્યા નવ નંદજો,
જીભ જશોદા ઘેર રમે ગોવિંદજો;
સકળ સાથ ઉપજાવે આનંદજો,
નીત્ય નુતમ લીલારે વૃજમાં થાય છે; ૨
પ્રથમ પ્રભુજીએ પાપ પુતના મારિજો;
ઘણા અસુરથી જન લીધા ઉગારીજો;
બ્રહ્મા ઈંદ્ર રહ્યા હરી આગળજો;
કામ ક્રોધ મદ અઘ બગધેનુકમારીયા, ૩
શીલસહજ શુભ લક્ષણ ગોકુળ ગાયજો;
તે સર્વે શ્રી કૃષ્ણ ચરાવા જાયજો,
જાગૃત સપનું મંદીર વડની છાંયજો;

વિલંભવાસના કાળી દુઃખથી નિવારીયાજો,
ત્રિવીધીતાપ દુઃખદાવાનળ સમાવ્યો જો;
ભક્તિશરદનિશા પુનમ દીન આવ્યોજો,
તે સર્વે ગોપી જનને મન ભાવ્યોજો;
મોહને વજાડી મધુરી મોરલી ૫
તે મોરલીએ સર્વેનું મન મોહ્યુંજો;
સુરત રાધિકાએ સુણતા ચિત્ત પ્રોયુંજો,
ભામીનીઓએ ભવ વૈભવ સુખ ખોયુંજો;
ચતુરાઓ ચાલીરે સહુ ટોળે મળી,
ગગન મંડળમાં વાજે અનહદ નાદજો;
માનનીઓ ચાલી મુકી મરજાદજો,
રસીઆ સાથે કીધો રસનો વાદજો;
સામળીઆ સંગેરે સહુરંગે રમી, ૭
પરાપાર પરમેશ્વરનો છે વાસજો;
ત્યાં જઇ કીધો રાધીકાએ રાસજો,
પ્રેમે પ્રગટ્યા કોઈ સુર્ય પ્રકાશજો;
જન છોટમ ગોપી તે ગોવિંદને ગમી; ૮

## ખ્યાલ. ચાલ ચલતી દોઢ.

કાયા છે ત્યાં સુધી કર સમરણ કીતારનું રે,
જતન કર્યું જઠરામાં જેણે;
તારો દેહ રચ્યો છે તેણે,
એતે કામ કર્યું છે અતી ઉપકારનું રે; ૧

પ્રસવથતા પહેલું પય કીધું
માતાના સ્તનમાં રચી દીધું;
એણે કારજસીધું તારા આહારનું રે, ૨
દાંત દીધા છે ચરવણ ચરવા;
અન સરજીઉં ઊદર ભરવા,
કર કીધા કારજ કરવા સંસારનુંરે; ૩
કાન નેત્ર કીધાં છે કેવાં અંગ અમુલક સરવે એવાં;
વળી મોટું મન કીધું છે વીવીધ વિચારનુંરે ૪
એ ઉપકાર અપાર વીસારી, તું અવળો માંધા અહંકારી;
મચ્છર માંકડ દુખ છે જમના મારનુંરે ૫
સુર દુર્લભ મનુપાદેહ પામી, લંપટ નથી લુણ હરામી;
છોટમ શરણુ ગ્રહીલે સરજન હારનુંરે. ૬

## ચેતવણીના કુંડળિયા.

મનવા ચટપટ ચેતજે, આળસ મુકી અજાણ;
કાયા માયા છે કારમી, પર આધીન છે પ્રાણ;
પર આધીન છે પ્રાણ, બગડશે સઘળી બાજી;
પડશે કંઇ પલ માંહ, તનુ દુર બળકે તાજી.
કહે છોટમ કરતાર, જપીલે ઝટપટ જનુવા;
આળસ મુકી અજાણ, ચેતજે ચટપટ મનવા. ૧
જાહુ ન કરસો જીવડા, મોહ લોભ અભિમાન;
કોઇ તરપત થયો નથી, સપને ભોજન પાન.
સપને ભોજન પાન ગયા, એવાને એવા;
વસમા વૈભવ વાન, રાય જે રાવણ જેવા;

કહે છોટમ એ સત્ય, ભજી લે કરતા;
મોહ લોભ, અભિમાન, જીવડા ન કરશો ઝાઝું. ૨
બાજીમાં રાજી થયો. ખોટો અંત્યે ખેલ;
બાતી ત્યાં લગી બળે, તલભર પહોંચે તેલ.
તલભર પહોંચે તેલ, વળે વળતું અંધારૂં,
સમજ સમજ મન માંહી સમજીલે સુકૃત સારૂં;
કહે છોટમ પરમાણુ, કથે પંડીતને કાજી;
ખોટો અંત્યે ખેલ ,થયો બાજીમાં રાજી. ૩
બાગ બનાવી અવનવી, કોઈ સમરથ કીરતાર:
ખીલેલાં સઘળાં ખરે નીપજે નવાં અપાર,
નીપજે નવા અપાર ફળે કાંઇ નિષ્ફળ રહે છે;
સ્થીરતરૂ સંસાર, સમજ શું શોક કરે છે;
કહે છોટમ થા થીર થશે, ઇશ્વરનું ભાવી;
કોઇ સમરથ કરતાર, બાગ અવનવી બનાવી. ૪

## મીરાંબાઈનાં બનાવેલાં પદ.

### પદ. ૧ લું.

રામ રમકડું જડીઉં,
રાણાજી મને રામ રમકડું જડીઉં. ટેક
રૂમઝુમ કરતું મારે મંદીરે પધાર્યું.
નથી કોઇને હાથે ઘડીઉં રે; રાણાજી. ૧
મોટા મોટા મુની જન મથી મથી થાકયા રે,
કોઈ એક વીરાને હાથે ચડિયું રે; રાણાજી. ૨
સુન શીખરના રે ઘાટની ઉપર,

અગમ અગોચર નામ પડીયુંરે; રાણાજી. ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર,
મારૂં મન શામળીઆશું જડીયુંરે; રાણાજી. ૪

પદ. ૨ જુ.

અબતો મેરે રામનામ, દુસરાન કોઇ; ટેક
માતા છોડી પીતા છોડે, છોડે સગા સાઇ;
સાધુ સંગ બેઠ બેઠ, લોક લાજ ખોઈ; અબતો૦ ૧
સંત દેખી દોડ આઇ, જગત દેખી રોઇ;
પ્રેમ આંસુ ડાર ડાર અમર વેલ વોઇ; અબતો૦ ૨
મારગમેં તારણ મીલે, સંતરામ દોઇ;
સંતસદા શીષ ઉપર, રામ રદય હોઇ; અબતો૦ ૩
અંતમેસેતંત કાઢયો, પીછે રહી સોઇ;
રાણે મેલ્યા વીખકા પ્યાલા, પીને મસ્ત હોઇ; અબતો૦ ૪
અબતો વાત ફેલગઇ, જાણે સબકોઇ;
દાસ મીરાંલાલ ગીરધર હોનીતી સોહોઈ; અબવા૦ ૫

પદ ૩ જું.

કાનુડે ન જાણી મોરી પીડ,
બાઇ અો હુંતો બાળ કુંવારી કાનુડા૦ ટેક
જલરે જીમનામાં અમે પાણીડાં ગયાંતાં વાલા,
કાનુડે ઉડાયાં આછાં નીર, નીર ઉડયાં ફરરરરર; કાનુડે૦ ૧
વંદ્રાવેનમાં વાલે રાસ રચ્યો વાલા;
સોળસે ગોપીનાં તાણ્યા ચીર, ચીર ફાડયાં ચરરર; કાનુડે૦ ૨
હું વરણાગી કાના તમારારે નામનીરે,
કાનુડે માર્યાં છે અમને તીર, તીર વાગ્યાં અરરર; કાનુડે૦ ૩

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
કાનુડે બાળીને કીધાં ખાખ, ખાખ ઉડાડી ફરરરરર; કાનુડે૦ ૪

## તુલશીદાસની બનાવેલી સાખીઓ.

સ્વામિકો સેવક ઘને, સેવકકો પ્રભુ એક;
તુલસી દોમેં સો બડા, જાકે મનમેં ટેક; ૧
ભગત બીજ પલટે નહીં, જો જુગ જાય અનંત;
ઊંચ નીચ ઘર ઉપજે, આખર સંતકા સંત ૨
જાકે બોલે બધ નહીં; શરમ નહીં મનમાંય;
તાકે સંગ ન ચાલીએ, છોડ ચલે બનમાંય; ૩
થોડા શા ચંપા ભલા, કયા કરણુકા ઝાડ;
ધન નિરધનકી ઝુંપડી, કયા ધનવંતકા મહાલ. ૪
ઊંચકુલ કીસ કામકા, જ્યાં નહીં હરીકો નામ;
તુળશી સુપચ ભલો, જીસ મુખ હરિકાનામ; ૫
તુળશી પંખી પીનેસે, ઘટે ન સરિતા નીર;
ધરમ કિયે ધનના ઘટે, સાહ્ય કરે રઘુવીર, ૬
તુળશી ગરીબ ના સતાવીએ, બુરી ગરીબકી હાય;
મુઆ ઢોર કે ચામસે, લોહા ભષ્મ હો જાય; ૭
ચિંતા મતકર માનવી, દેતહાર સમરથ;
જળમાં વસે માછલી, વાકી ગાંઠે કહાં અથ; ૮
મેરે મન કછુ ઓરહે, કર્त्ता કે કછુ ઓર;
ઓધવ કહે માધવસે, સબ જુઠી મતકી દોડ ૯
માયાસેં માયામિલે, કરકર લંબે હાથ;
તુલસી રંક ગરીબકી, કોઇ ન પુછે વાત; ૧૦

તુળશી મુનષા દેહ ધરી, નજપ્યા શ્રીજગદીશ;
જનુનીનાર વધેરતાં, કાં કાઠ્યો નહીં શીશ. ૧૧
અરધ ભજનસેં દ્રવ્ય મિલે, ઉદ્દીય હસ્ત સેં રાજ;
તુલસી હરી ભજન બીન, રહી નરકકો સાજ. ૧૨
બડા બડાઇના કરે, બડા ન બોલે બોલ;
હીરા મુખસેના કહે, લાખ હમારા મુલ. ૧૩
ગામમાં ગુરૂને ઘર જમાઈ, શેરીમાંના દેવ;
એટલાનેઆદરમાનનહિ, એમસાખી કહેશુકદેવ. ૧૪
જેસો દીલ હરામસેં, તેસો હરિસેં હોય;
ચલા જાત વૈકુંઠમાં, પલ્લા ન પકડે કોય; ૧૫
મખીઆ ચંદન પરહરે, દુર્ગંધ હોય ત્યાં જાય;
મુરખ ભજનના સાંભળે, ઊંઘે કે ઊઠ જાય. ૧૬.

## ભોજા ભગતનો ચાબખો.

આંબળો મુકી દેને મઈડ કાળી,
જમડા જોઇ રહ્યા ભમરાળી;
ધન જોબન ને દુધ પુત્ર,
એતો સામદુ રહી છે ભાળી;
ફાલ્યા ફુલ્લા તારા એમ રહેશે,
બોલી વસમા છે વનમાળી. આંબળો० ૧
પારકાં મરે ત્યારે પીતાંબર પહેરતી,
ને નાકમાં નાંખતી વાળી;
પોતાનાં મરે ત્યારે શોક પાળતી,
ઘર છોકરાંના દેખે દીવાળી. આંબળો० ૨

પારકાં મરે ત્યારે રોતાં ના આવડે,
કુટ્યાની થાય છે સુંઆળી;
પોતાનાં મરે ત્યારે પછાડો ખાતી,
રાંડ મંડે છે મુઠીઓ વાળી; આંબળો૦ ૩
પીએરીયાં આવે ત્યારે પ્રાણ પાથરેને,
નણદી આવે તો થાય કાલી;
કંકાસ કજીઓ કાઢી ના મુકે,
દુખ દે છે ડાળાળી. આંબળો૦ ૪
પારકા ઘરની પંચાતો કરતી,
હસી હસી લેતી તાળી;
પારકા પંડની ખાંપણો ખોળતી,
પંડે થાતી રૂપાળી; આંબળો૦ ૫
વારી વારીને હારી ગયો,
તુંને હળવું બોલ્ય હોઠાળી;
કાયા તો તારી કુતરાં નહીં ખાય,
એતો લાકડામાં નાંખશે બાળી; આંબળો૦ ૬
બાર મહિનાનો મંદવાડ લાગ્યો,
ત્યારે સુતી છે ખાટલો ઢાળી;
રૂને પૂણીઓ ઊંચી ચઢાવી,
પછે રેંટીઓ મુકયો ઉલાળી. આંબળો૦ ૭
હરી ભજવાની નવરાઇ નથી,
કહે છે અમે તો ઘરનાં જંજાળી;
ભોજો ભગત કહે જમડા આવશે,
ત્યારે ક્યાં જઇશ કુતરાની સાળી. આંબળો૦ ૮

ચાબખો. ૨

આવું તારૂં ધન જોબન ધુળ થાશે,
કંચન જેશી કાયા તે રાખમાં રોળાસે;
ટાઢા ઉની તને તાવ આવશે,
વસમું થઇને વિતાસે;
દાતણ પાણી તને કાંઇ ના સુજે,
તારી દેહડી બધી ગંધાશે. આવું તારૂં૦
પેટમાં ચોંડાને કેડમાં કળતર,
અંગતારૂં બહુ મચડાશે;
ઝાડા ઝપટીઆનો વારો નહિ રહે,
તારા જીરતાં કેમ જોવાશે. આવું તારૂં૦
વૈદ બોલાવોને નાડી જોવરાવો,
તને કડવાં તે ઓસડ બહુ પાસે;
દોરી તુટી તેની બુટી નથી,
તારાં પાપ ક્યાંથી ધોવાસે. આવું તારૂં૦
બોલવા ચાલવા જરીએ નહિ રહે,
જીભલડી તારી ઝલાશે;
અન્ન પાણી તારી કંઠે નહિ ઉતરે,
લાંઘણો કરીને જીવ જાસે. આવું તારૂં૦
એક બીજા વિના ઘડીએ ન ચાલતું,
તરીઆ તારી રંડાશે;
ભવો ભવનાં ખોટાં પડયાં,
તારા નામનો ચુડો ભંગાસે. આવું તારૂં૦
ખોખરી હાણીમાં આગજ કાઢશે,

મસાણમાં લાકડાં ખડકાશે;
ખોરી ખોરી બાળી મેલશે.
તારા બારમાના કાગળ લખાશે. આવું તારૂં૦
સાત દિવસ તારૂં સુતક કાઢશે,
ને માંથાંને મુંડા મુંડાવશે;
સારી રીતે તારૂ સુતક ઉતારી,
તારા બારમાના બંડીઆ ખાશે. આવું તારૂં૦
યથા દાનને ભક્તિ વિના,
તારૂં બધું રાજ ભેળાસે;
બોજો ભક્ત કહે ગુરૂ પ્રતાપે,
એમ મોટા મોટા લુંટાશે. આવું તારૂં૦

વલભરામનું પદ. રાગ કલ્યાણ.

શ્રી સીતાપતી પ્રભુ રામચંદ્રજી,
તમારી ભક્તિ કારણ માટે મુનસા દેહ મળી;
ભજને પ્યારા ભજને બાઇ, ભજવુ સીતારામ;
તેને ભજયા વિના ચૌદ લોકમાં, કથળે તારૂં કામ; શ્રી સી૦ ૧
નવ મહિના તું રહ્યો ઉદરમાં, મળમાં ઉંધેશીર,
ગાટુ કરીને મુક્ત થયો, પણ ભુલ્યોશ્યામ શરીર; શ્રીસી૦૨
ગર્ભમાં ઉંધો બારણે ઉંધો, સુધો થયો નહિ આપ,
વિપ્ર શીખામણ માને નહિ,દેશે શીખ કોણ બાપ. શ્રીસી૦૩
તે કરતાં પાષાણ પડયો હોત, તો આવત અનુકુળ;
નીચે નાખી તારા ઉપર. સો ધોવત પટકુળ; શ્રી સી૦ ૪
માને ઉદર અવતર્યો, તું આડો ના આવ્યો કેમ;
આડો હોત તો, વાઢત તુજને કાગ્ર વાઢે જેમ શ્રી સી૦ ૫

એવા કામે આવ્યો હોત તો, થાત સફળ અવતાર;
પણ અકારજ તું અવતર્યો, ભોમીનો ભાર; શ્રી સી૦ ૬
રાંડે શોક ફેર વિઢાળ્યો, કુખે ન કીધો કામ;
સપુત હોય તો સમરણ કરતું, કહે છે વલભરામ, શ્રી સી૦ ૭

ભકત ભવાન.

પદ. ૧

ગોવિંદ ગુણ ગાઇ લ્યો મન ઘેલા, તમે થાઓને વહેલા વહેલા
હરિગુણ ગાઓને પરથમ પહેલા. ગોવિંદગુણ૦ ૧
કાયા પાણીનો પરપોટો, અને એ ભરોંસો ખોટો;
જુગમાં હરિજશ છે મોટોરે, ગોવિંદગુણ૦ ૨
મનનું મારૂં મારૂં કરતો, સગાં સબંધી સાથે લઢતો;
હીંડે છે રંગ રડવડતો. ગોવિંદગુણ૦ ૩
જીવ તારી માત પીતાને ભ્રાત, તારી કોઇ નહીં આવે સાથ;
તારે જાવું એકલા વાટરે. ગોવિંદગુણ૦ ૪
જીવ તારે અવર તણી છે આશા, વેપ ઘણોને થોડી રાત;
ક્ષણમાં થઇ જાશે પરભાતરે. ગોવિંદગુણ૦ ૫
એવી વઇશ્નવ જનની રીત, કરી લે સામળીઆશું પ્રીત
ભકત ભવાન કહે હરી ભજીને જીત જીત જીત. ગો૦ ૬

માનસીગનો ખ્યાલ.

બીગરી કોન સુધારેરે; નાથવિના બીગરી કોન સુધારે
બની બનીકા સબ કોઇ સાથી, બીગરીકા નહિ કોઇરે;
ભરી સભામાં લજા રાખી દીનાનાથ સોહાઇરે. બીગરી૦ ૧
કડવી વેલકી કડવી તુંબડીઆં, સબ તીરથ કરઆઇરે;

ગંગા નાહિ જમતા નાહી તોએ ન ગઇ કડવાઇરે. બીગરી૦૨
નીમ ધરમકા ઝાઝ બનાયા, સમુદર બીચ અટકાયારે;
ધરમી ધરમી પાર ઉતરશે પાપી નામ ડુબાયારે. બીગરી૦ ૩
સુરત નુરતકી બની ચુંદડીઆં, ડાગ લગાયારે;
ગુરૂ અમારે નાથ જલંધર રાજા માનસિંગે ગાયારે. બીગરી૦૪

## કબીર સાહેબનું પદ.

પદ. ૧

ચામડેકીપુતળી ભજન કરીલે, ચામડેકીપુતળીચાવેબીડાપાન:
ઉપર પહેરે ઘરેણાં ગાંઠાં, બાત કરે ગુમાનરે
ભજન કરી લે, ચામડેકી. ૧
ચામડેકા બછડાને ચામડેકી ગાય, ચામડેકી દોને વાળી;
ચામે ચામ સમાનરે, ભજન કરીલે; ચામડે. ૨
ચામડેકા બાજીઆ, ચામડેકા ઉંટ;
ચામડેકા બાજા બાજે, ફરે ફરંદી ફુંદરે;
ભજન કરો લે ચામડેકી. ૩
ચામડેકા બાછીઆ ઓર ચામડેકા વજીર, ચામડેકી
સારી દુનિયાં
કહેત ગયે કબીરરે, ભજન કરી લે ચામડેકી. ૪

પદ ૨.

નારાયણુ બોલે ઘટોઘટ નારાયણુ બોલે,
બંગલા ખુબ બન્યા મહારાજ તામે નારાયણુ બોલે;
પાંચ તત્વકી ઇંટ બનાઈ, તીન ગુનકા ગારા;
પચીસ પ્રકૃતિકી પુરણી પુરાઇ, સરજન હારા ન્યારા; બં૦ ૧

ઉસન ગરીકા દસ દરવાજા, બીચ પવનકાથંભા
આવન જાવન કોઇ ના દેખે વોહી બડા અચંબા, બં૦ ૨
ઇંગલા પીગલા સુખમન નારી, તનમાં તાર મીલાવે;
નુરત સુરત દોનું ગાવા લાગી, રાગ છત્રીસે ગાવે; બ૦ ૩
સાહિ પુરૂષોતમ પુરણ પાયા, સદગુરૂ ખોજ બતાયા;
કહત કબીરા સુન ભાઇ સાધુ, ખોજયા સો નરપાયા, બં૦૪

પદ ૩

સાહેલીરે આંબો મોરિયો,
મોર્યો મોર્યોરે સદગુરૂને પ્રતાપ;
સાહેલીરે આંબો મોરિયો; ટેક
અષ્ટ કમળ દળથી ઉપન્યો;
એની ડાળીરે એની ડાળીરે,
પહોંચી ગગન મોજાર; સાહેલી૦ ૧
સખી પાતે પાતે અમી ઝરે,
એની વાડીરે એની વાડી;
શોભા વરણી ન જાય ; સાહેલી૦ ૨
ભમરનું ગુફામાં આંબો ફુલીઓ
ફળ લાગ્યાંરે ફળ લાગ્યાં;
શુન્ય બ્રહ્મ મોજાર; સાહેલી૦ ૩
સખી આગે ખારો કડવો ઘણો,
કોઇ અંબલીરે કોઇ અંબલી,
તેને પેર સમાય; સાહેલી૦ ૪
સખી શુદ્ધ તહિ ગુગા ભયા,

આખ્યા ભેળારે ચાખ્યા ભેળારે;
છીનમેં મરી જાય; સહેલી૦ ૫
સખીરતી એક ઘટમેં સચરે,
તેના દીલમાંરે તેના દીલમાં;
આપણા સાહેબો દર્શાય, સાહેલી૦ ૬
સખી કહે કબીર ધર્મ દાસકું,
એસો આંગોરે એસો આંબો;
તુમકું દીનો બતલાય,
સાહેલીરે આંબો મોરીઓ૦ ૭

પદ. ૪

જમસેં ખૂબ લડુંગારે, હરિકા ભજન કરુંગારે;
કોઇસેં નહિ ડરુંગારે, હરિકા ભજન કરુંગારે
રામનામકા ઘોડા મેરા, મનકું લેકે ઉડાઉં;
ભજન પ્રતાપે હાથમાં બરછી, સનમુખ લેકે ધાઉં;
જમસે ખુબ લડુંગારે.
ઓર લોક સાહેબકે ચાકર મેં હજુરકા કાજી;
કામ ક્રોધકું ગરદન મારૂ, સાહેબ રાખું રાજી;
મે સાહેબકા ખાસા ચાકર મેરા નામ કબીરા;
સબ સંતનકું શીશ નમાવું, જો હરિ પરખે હીરા; જમસે૦

## ધીરા ભગતનાં પદ.

### પદ ૧ લું.

અલખ લે લાગીરે, જાગી ને જો આ ઘટમાં;
ભ્રમણા સર્વે ભાગીરે, સોહાગી મળ્યા ઉલટમાંજી;

આંધળીએ ગજરાજને ગળીઓ, ઘોડાને ગળી ગયું જીનરે;
જગ ઉપર વાદ મુકાણી, એમ સમુદરને ગળી ગયાં ફીણરે;
સસે સીંહને ઘેર્યારે, શાર્દુળને નાંખ્યો પટમાં. અલક૦ ૧
આંબા ડાળે નાળીએર વળગ્યાં, કદળીએ કેરીની લુમ,
નાગરવેલે દ્રાખ બીજોરાં, એમ શોભા બની છે અતિ ખુબ;
ગગન દોહ્યા ઘટમાંરે, તેનાં દુધ પીધાં સટમાં. અલક૦ ૨
બાવટ વરસોને પથ્થરે ભીંજે, ચૌદશ હુંગયું પાણીરે;
એરે પાણીમાં દેવી દેવતા ડુબ્યા, રાજા રંક રાય રાણીરે;
બ્રહ્મા વિષ્નુ મહેશ્વર બુડયા, જોગી બુડા ઝટપટમાં. અલક૦૩
જનક દેશના વાશી વીરલા, ગોરખ દત્ત કબીર;
એજ દેશના વાશી સુકજી, બીરોદાસ કબીર;
જીવન મુક્તિ માણેરે, એનાં મન મઠમાંરે. અલક૦ ૪

પદ ૨ જું.

સંત મળે સાચારે, ત્યારે અગમની ખબર કરે,
ભાવે ભેટું તેનેરે, ત્યારે મારાં કારજ સરે. ટેક.
ઉલટી સરીતા ચલી ગગનમાં, વણુવાદળ વરસાદ;
આભ વિના જેમ બીજ ઝબૂકે, થાએ ગેબી નાદ;
અખંડ ધારા વરસેરે, વરસીને સભર ભરે; સંત મળે૦ ૧
વિના વાજાં વાજંતર વાગે, વિના કંઠ હોય ગાન;
કર વિના જેમ તાળી પડતે, રણુઝણુ મીલાવે તાન;
વિના વાડી પુષ્પેરે, પાર વિના ભમર ભમે, સંત મળે૦ ૨
સેતરે દોડી સીંચાણાને પકડયો, સસે સમજાવ્યો સીંહ,
કાઢી ખડકને કાયર રહયો, તેશૂરો પાડે ચીસ;

મંઝારી ચુવે મારીરે, રૈયત સું રાજા ડરે; સંત મળે૦ ૩
વિદેશ કેરી કાંઇ વાતલડી, દીલડા માંહિ કળાય;
ગુરૂ મિલ્યા જ્યારે જ્ઞાની ધ્યાની, તેને લળિ લળિ લાગુ પાય;
દાસ ધીરો કહેછેરે, તેથી મારાં દીલડાં ઠરે; સંત મળે૦ ૪

પદ. ૩.

પીતાનું ધન ભારીરે, પુત્રને માલમ નથી;
તમે જુઓ જુનાં ખાતાંરે, શીદને મરો મથી મથી. ટેક.
પીતા પુત્રથી જુદો થયો, માલમ નહોતું એનું ધન;
જળ વિના તલખે માછલી, તેમ હરિ વીના તલખે મન;
ધન ધરપતમાં ભુલ્યોરે, આત્માને ચિન્યો નહીં; પીતાનું૦ ૧
સમજણ વીના મકરો સાધના, દમકે દીનને રાત;
સિંહને માથે મધ ગલ્યું, કેમ કરી આવે હાથ;
મરજીવા મધ પીશેરે, કાયરનું કામ નથી; પીતાનું૦ ૨
કાશીએ જઇને કરવત મુકાવો, ખોળી આવો ચારે ધામ;
વન બન હીંડે ભટકતો, તારી દેહમાં આતમરામ;
ચેતી લેને વીરારે, કાચી કાયા છે ને નથી; પીતાનું૦ ૩
તમે તમારા દીલમાં તપાસી જુઓ, નાભી કમળ પરવાસ;
એ ાહં સોહંગઢ ભીતર વસીઆ, એક હીરોને દૂજીલાલ;
દાસ ધીરો કહેછેરે, કયા કહુ વાત કથી; પીતાનું૦ ૪

પદ. ૪ થું.

પાંચમી ભોમને પંદરમી બારી, ત્યાં રાસ રમે રંગીલો,
પાંચ બોલતો પાંચમેલા, છઠ્ઠે બોલે છબીલો; ટેક.
એવો અલબેલો એકીલોરે, ત્યાં ખેલ ખેલે ખેલાડી;

કોઈ ચતુર નરનો ચેલોરે, જેણે અમર વસ્તુ શોધી કાઢી;
ઘટોઘટ બારી મેલીરે, પંદરમી બારી ઉઘાડી; કો૦ ૧
ગંગા જમનાંને સરસ્વતિ, ત્રિવેણી તીરથ નાયાં;
ઇંગલા પીંગળા સુષુમણાનારી, પાણી ભરે પનિયારી;
એવાં સાચ્યાં મોતીવરસેરે, મારાંસાધુડાંની ફુલવાડી, કો૦.૨
સુન શીખર પર અલક અખાડા, ત્યાં સતગુરૂ આપ બિરાજે
સતગુરૂ આગે વાજાં વાગે, વાજાં વાગે ધનુષધારી;
એવી ગરજઇ શિંગી વાગીરે, સુરતા મારી ત્યાં લાગીરે, કો૦. ૩
આભથકિ ચોનેપૃથ્વીથીપહોળો, પાંખોવિનાઉડેએક ભમરો
તેની બગલમાં બચ્ચાં બિરાજે. બચ્ચાં બોલે ધનુષધારી.
એવો ધણીતો ધીરાનોરે, મને દુધ સાકર પાય દહાડી, કોઈ.૪

## સુરદાસનાં પદ.

### પદ. ૧ રાગ. ગોડી.

આવત કુંવર કનૈઆ, બન થકી આવત કુંવર કનૈઆ;
મોર મુગટમકાકૃત કુંડલ, મધુરી સી બેન બજૈઆ;
બન થકી આવત કુંવર કનૈઆ, સખા મંડળ મધ્યે બીરાજે
હરિ હળધર દો ભઇઆ; બનથકી આવત કુંવર કનૈઆ;
સુરદાસ પ્રભુ ગૌ ગોવાળા સંગ, નાચત થાથા થૈઆ;
બન થકી આવત કુંવર કનૈઆ

### પદ. ૨

કયુંરે નીંદ ભેર સુએ, મુસાફર કયું નીંદ ભેર સુએ;
અંતર પ્રીત નહિ પુરૂષોત્તમ, જનમ અકારત ખોયો;
મુસાફર કયું નીંદ ભેર સુએ, માતપીતા સુત બંધવ તેરા;

વાંમે મન તેરા મોહ્યા, મુસાફર ક્યું નીંદ ભર સુએ;
સુરદાસ પ્રભું એહી અનંદા પંથ, ચીંકીનેન ભર ભરરોયા,
મુસાફર ક્યું નીંદ ભર સુએ,

પદ. ૩

સાચો કળીજુગ આવ્યો, આજનો નાગો કળીયુગ આવ્યો
પુત્ર પિતાકો કેહ્યા ન માને, કરે અપનો મન ભાવ્યો અ૦ ૧
સ્રી પતિવ્રતા ધર્મ ન પાળે, નિરૂપત પુરૂષ પરાયો;
સન્યાસી ધન સાંચવા લાગ્યો, હરિ સ્મરણ વિસાર્યો; અ૦ ૨
રાજા કપટી રૈયત દુઃખપાવે, બ્રામણ બોત ભટકાયો;
વસુધા વર્ષા અલ્પહોતહે, સબ જગ પાપસે છાયો, અ૦ ૩
દેખો વંદ્રાવન મથુરાં નગરી, કાલદ્રિકો નીર સુકાયો;
સુરદાસ પ્રભુ તમારેભજનબીન, મોહકું કાય જીવાયો, અ૦ ૪

પદ. ૪

કાલ કેવું વહાસે વહાણું,
ઘેલા પ્રાણી કાલ કેવું વહાશે વહાણું;
લાડીરે લાવુને દીકરો પરણાવું,
કાલની વાત ના જાણું; ઘેલા પ્રાણી. ૧
બળી રાજા કહે લેઉંરે ઇંદ્રાસન,
જગ્ન કીધારે નવાણું; ઘેલા પ્રાણી. ૨
સુરદાસ પ્રભુ તમારે ભજન વિના;
ઓચિંતુ આવશે આણું; ઘેલા પ્રાણી. ૩

પદ. ૫

કૃષ્ન નામ ચીત ધરતો,

જોતું શ્રીકૃષ્ણ નામ ચિત ધરતો;
જમકો ત્રાસ સબ મિટ જાતો,
ભક્ત નામ તેરો પડતો. શ્રી ૧
અગલો જનમ તેરા પીછલો જનમ અબ,
કોઇ જનમ સુધરતો જોતું શ્રી. ૨
સુરદાસ વૈકુંઠમે જાતો, ફેંટતે કોઇ ન પકડતો
જોતું ના કૃષ્ણ નામ ચીત ધરતો. ૩

પદ ૬

મુરખ તને કૃષ્ણ કહેતાં શું બેસે નાણું
મીથ્યા લવરી કરે મન ગમતી;
નહિ કાંઇ ઠામ ઠેકાણું. મુરખ તને. ૧
ખાતો ના હોય તો માંદારે કહીએ,
જોઇએ બશેરનું ભાણું; મુરખ તને. ૨
દામના બેસે ને હાડના ભાગે,
ગાતાં ગોવિંદજીનું ગાણું મુરખ તને. ૩
સુરદાસ પ્રભુ ભજન બિના,
ઓચિંતું આવશે આણું. મુરખતને. ૪

પદ ૭.

સામરો ન જાણે મેરીપીર, કનૈઓ ન જાણે મેરી પીર;
પીર પીર પીર બોલી અરરરરરરર. સામરો ન જાણે. ૧
મેં દધી બેચન ગઇતી બંદ્રાબન, સામરાને ખેચ્યો મેરો ચીર
ચીર ચીર ચીર જેમ ફાટો હય સરરરરરરર, સામરો. ૨
મેં જળ યમુનાં ભરન ગઇતી, સામરાને ડારો મોપે નીર;

નીર નીર નીર છાંટયો જયમ છરરરરરરર, સામરે. ૩
વંદ્રાવનમે રાસ રચ્યોહે, હરિઆ અમારા જીવ;
જીવ જીવ જીવ ચાલ્યા જયમ ખરરરરરરર સામરે. ૪
સુરદાસ પ્રભુ તીહારે ભજનકું બંસરીકા મોંપે તીર;
તીર તીર તીર કંપ્યા જયમ થરરરરરરર; સામરે. ૫

હોરિ.

સામારે મતડારે પીચકારી, મતડારે મરજાદસે રહીએ;
હજુ મે બાળકુંવારી, તુમહો નીલજ મેં નહિ એસી;
મુખ દેઉગીગારી ફજેતી હોયગી તુમારી;
સામરે મતડારે પીચકારી, પર નારીકો પાલવ પકડયો;
મોહન મનમે વિચારી, માત પીતા તેરે બ્રહ્મ ભયેહે;
રાજ કંસકો મારો, કાના મેં કહુ વિસ્તારી, સામરે૦
એસી હોંસ જો હોવે મનમાં તો પરણો નૌતમ નારી;
જાને પટાવો જશોદા માઈકું, હજુ મે બાળકુવારી;
કુકતવર માત હમારી, સામરે૦
ખેંચ લીઓ મેરી નવરંગ ચુંદડી, જીવન જોરસે ભારી,
સુરદાસ પ્રભુ તિહારે મિલનકું, આવ મીલી વ્રજ નારિ;
પીતાબર લીઓ ઉતારી, સમરે મતડારે પીચકારી,

પદ. ૧. રાગ ધોળ.

ચાલો સખી નીરખીએ નંદ કુમાર,
લટકતો આવે વાલો દીનદયાળ;
જોજો એની છેલ છબીલા વરની ચાલ,
એને ચતુરે ચડી હરિની આંખડીરે; ચો.ચ્ર.

બેસણીએ કાંઇ ધર્યારે મુનીવર ધ્યાન,
લોકમાં કંઇ લખ્યારે નાગર વેલપાન;
ચરણ સુકોમળ કુમ કુમ વરણું વાન,
કારીગરે કોરીરે કરતી મેલી પાંખડીરે; લોલ.
પાંનીએ કઇ હુંસ પોપટને મોર,
મુસ્તક ભમરીને ઉપર બોર;
તેની આગળ શોરે અમારો તોલ,
ઝીણી ઝીણી ઘુઘરી શબ્દ સોહામણીરે; લોલ.
લંઘરમાં કંઈ સુરજ રત્નને છંદ,
હાથે છે હિરલા પહોંચીએ અનંગ;
આંગળીઓમાં વિંટિરે,
અ ગુ ીમાં આરશીરે; લોલ.
સાંકળી કાંઇ ગુંથીરે સોના કેરે ત્રાગ,
માણેક મોતીએ પરોવ્યા હરિના હાર;
ફુલડાં ઓછેરડાં કીધાં વાલે ભાર,
પીળાને પચરંગી બીરાજે હરિને ફુમતાંરે; લોલ.
કાષ્ટના કકડાની કીધી વાલે આર,
એટલે વાલો શીદ લે અમારી સંભાળ;
પટોળીના પુન્ય તણો નહિ પાર,
પહેરીને પધાર્યારે ગોવાળીઆની ઘરમાંરે લોલ.
ઝીણી ઝીણી વાંસળી મધુર વેણુ વાય,
ઘર ઘેરથી ગોપીઓ ઉતાવળી થાય;
નંદજીને કુંવરરે કીધાં સૌને આકળાંરે લોલ.
પરથમ નીરખીને પછી લાગે પાય,

જેને જેવા આવડે તેવા ગુણ ગાય;
શ્રી વલ્લભ કુળને નાથેરે;
સૌને લીધાં બાંહ્યસાહી હેતે.

## નરસીંહ મહેતાનાં પદ.

### પ્રભાતીઆં(રાગમેઘ મલ્હારઅથવા પ્રભાતીરાગમાં ગવાય છે)

### પદ. ૧

જીરે ચો દશે જોઉ તારી, મારો નાથ ન આવે;
મંડળિક ખડગ કાઢી રહયો, મુને કો મુકાવે; ચો દશે. ૧
હઠીલાજી હઠ મુકીએ, હાર આપીએ મુજને;
માર્યા પછી નાથજી, લાજ લાગશે તુજને; ચો દશે. ૨
જીરે ગજકારણ ગરૂડ છાંડીઓ, અણુંઅેર ઉજાણા;
નરસૈયાને હાર આપતાં, આવડું શું રે રિસાણા, ચોદશે ૩
જીરે વામનરૂપે બળી છળ્યો, ધરાત્રણ પદ કીધી;
ઈંદ્રનું ઈંદ્રાસન રાખવા, શીવઅલનેરે દીધી; ચો દશે. ૪
જીરે મોસાળું કીધું ભલું, અથ ગાંઠેરે નહોતો.
લક્ષ્મીજી લઈ પધારિયા, મુને કીધો સમાતો; ચો દશે. ૫
રામા શું રંગે રમો પ્રભુ; મુજને વિસારી;
છબીલાજી તમે કંઠથી, હાર આપો ઉતારી; ચો દશે. ૬
નરસૈયો વિનતી વિનવે, રાયદામોદર સુજાણ;
તમે હઠે નથી બોલતા, મંડળિક અજાણ; ચો દશે. ૭

### પદ. ૨ રાગ કેદારો.

કેદારો મુકાવાને ચાલ્યા તે ભગત વત્સલ ભગવાન સ્વરૂપ

ધ[illegible] [illegible]તાજીને મંદીર,
[illegible] મહેતાનું સ્વરૂપ કેદારો. ૧
[illegible] ખત માગી લીધું;
મહેતાનો [illegible]હીમા વધાર્યોરે બહુ;
[illegible] દે,
આ[illegible] પુર્નોરે વહુ; કેદારો. ૨
તેની [illegible] કહી સોંપા બોલાવે,
તેને મંદિર પધાર્યા ભગવાન;
મસ્તક [illegible] મુકીને ઉઠાડી,
તેનું રૂપ [illegible]ધું લક્ષ્મીજી સમાન; કેદારો. ૩
એક પંથ [illegible] કારજ કરીને,
હરિ આવ્યા જુનાગઢ મોજાર;
મહેતાજીને ખોળે ખત નાંખ્યું,
અંત્રીક્ષ રહીને દેવ મોરાર; કેદારો. ૪
તેરે શ્રીપાતે સરવે દીઠું,
મંડળીક પાસે માગેમાન
નરસૈયો ઇશ્વરનો સેવક;
કહ્યું કપો હઠીલા રાજન, કેદારો. ૫
અન્યો અન્ય સૌ વાત કરે;
ખત આપ્યું દામોદર રાય,
નરસૈયાને મંદિર મોકલો;
નહિતો આપણો મહિમા જાય કેદારો. ૬
તળાજેથી તતક્ષણ આવ્યા;
ધરણીધર સાંભળો રાય,

હરિના જન હરિ સરખા જાણો,
મહેતાજીને લાગો પાય; કેદારો. ૭

( માનબાઇના વિનંતિ. )

પદ ૩.

સાંભળોને શામળીઆ વાલા,
મારે તમથી નથી કાંઇ કાચું રે;
દુરિજન સૌ મળી આડુ જ બોલે છે,
રખે તે માનતા સાચું રે. સાંભળો૦ ૧
અંતરની જાણુ અલબેલા,
મહેતાજી નાત છે મારે રે;
સૌ મળીને મુજને સંતાપે,
શું કહીએ વારે વારે રે. સાંભળો૦ ૨
નાગર સરવે નાત મળીને,
મહેતાનું નોતરૂ ટાળીયુ રે;
કંઠ કટારીને દેહેજ પાડું,
જો પ્રભુ સામું નવ ભાળ્યું રે, સાંભળો૦ ૩
જો મહેતાજી જમવા ન આવે તો,
મારે તમારે શી માયા રે;
જોર નથી બીજું જગજીવન,
પાડીશ મારી કાયા રે; સાંભળો૦ ૪
નાગર સાહુ નાહી નાહીને આવ્યા,
પહેર્યાં પીતાંબર ભાવ્યા રે;
એક એક નાગરની વચ્ચે,

ઢેડ બબેરે દેખાડયારે; સાંભળો૦ ૫
અંતર જામીએ અરજ સાંભળી,
નગર જમવા મલી એ બેઠારે;
એક એક કરમાં ઝારથી લઇને,
નાગરમાં ઢેડ પેઠારે; સાંભળો૦ ૬
એક એકના મુખ સામું જોયું,
આતે શું કહેવાયરે;
નાગર સૌ નાત બહાર રહીશું,
હવે કયાં નાશી જવાયરે; સાંભળો૦ ૭
નાગર સર્વે નાત મળીને,
કીધો એક વિચારરે;
જો મહેતાજી જમવા ન આવે તો,
નાત નીકળો ગામ બહારરે; સાંભળો૦ ૮
ભગતરાજને જમવા તેડાવો,
મન મનાવી લાવોરે;
કૃપાનાથ કૃપાવંત થઇને,
હવે તે જમવા આવોરે; સાંભળો૦ ૯
નાગર સર્વે નાત મળીને,
મહેતાને તેડવા પધાર્યારે;
શું છે મહેતાજી જમવા નથી આવ્યા,
વાટ જોઈ જોઇ અમો હાર્યારે; સાંભળો ૧૦
મરડ નથી મહેતાના મનમાં,
તેડયા તતક્ષણ આવ્યારે;
માનબાઇનો સ્વામી અધીક શીરા મણી.

સઘળાં તે ઠેઠ સમાવ્યારે; સાંભળો૦ ૧૧

પદ ૪ થું

રાગ કેદારો

ધન્ય ધન્યરે જીવતર વૈષ્ણવનું, જ્યાં જોઇએ ત્યાં હરિગુણ ગાય
ચૌદલોકમાં પહેલી પુજા, નરનારી તે વૈકુંઠ જાય. ધન્ય. ૧
વૈષ્ણવ કેરા કહુ ગુણ લક્ષણ, તીલક છાપને તુળશી માળ;
વૈષ્ણવ કેરા વેષ દેખી, જમ કીંકર નાશે તતકાળ, ધન્ય. ૨
જન્મ મરણના ફેરા છૂટે, જમ જોખમથી રાખે અંગ;
સંસાર માંહે તે નર જીત્યા, જેને નીશદીન વૈષ્ણવ સંગ, ધન્ય. ૩
માત પીતા કેરું કુળતારૂંરે, પાડોશી પાવન પરિવારરે;
ભલે નરસૈયો હરિગુણ ગાતાં પુનરપિ તેને નહીં અવતારધન્ય ૪

## વૈષ્ણવનાં ૨૯ લક્ષણ.

પદ. ૧

વૈશ્નવ જનતો તેનેરે કહીએ,
જે પીડ પરાયી જાણેરે;
પરદુઃખ ઉપકાર કરે છે,
તો મન અભિમાન ના આણેરે; વૈશ્નવ૦ ૧
સકળ લોકમાં સૌને વંદે,
નીંદા તે ન કરે કોઇનીરે;
વાચ કાછ મન નીશ્ચળ રાખેતો,
ધન્ય ધન્ય જનની તેનીરે; વૈશ્નવ૦ ૨
સમદ્રષ્ટિ અને તૃષ્ણા ત્યાગી,

પરસ્ત્રી જેને માતરે;
જીહ્વા થકી અસત્ય ન બોલે,
પરધન ન ઝાલે હાથરે; વૈષ્ણવ૦ ૩
મોહ માયા વ્યાપે નહીં તેને,
દ્રઢ વૈરાગ્ય જેના મનમાંરે;
રામ નામશું તાળીરે લાગી,
સકળ તીરથ તેના તનમાંરે; વૈષ્ણવ૦ ૪
વણ લોભીને કપટ રહીત છે,
કામ ક્રોધ નીવાર્યારે;
ભણે નરસૈયો તેનું દરશન કરતાં,
કુળ ઇકોતેર તાર્યારે; વૈષ્ણવ૦ ૫

પદ. ૨

વૈષ્ણવ નથી થયો તું રે, હરીજન નથી થયો તું રે;
શીદ ગુમાનમાં ઘુમે છે, વૈષ્ણવ નથી થયો તું રે:
હરીજન જોઇ હૈડું નવ હરખે ન હરિગુણ ગાતાં;
કામ દામ ચટકી નથી છુટકી, ક્રોધે લોચન રાતાં, વૈષ્ણવ ૧
તું સંગે કોઇ વૈષ્ણવ થાય, તો તું વૈષ્ણવ સાચો;
તારા સંગનો રંગ ન લાગે, ત્યાં લગી તું કાચો, વૈષ્ણવ૦ ૨
સજનારૂદ નથી મને નિશ્ચય, નથી હરીનો વિશ્વાસ;
જગતતણી આશા છે જ્યાં લગી, જગતગુરૂ તું દાસ. વૈ૦ ૩
પર ઉપકારે પ્રીત ન તુજને, સ્વારથ છુટ્યો છે નહિ;
કહેણી તહેવી રહેણી ન મળે, ક્યાં લખ્યું એમ કહે નહિ; વૈ૦ ૪
પરદુઃખ દેખી હૃદે ન દાઝે, પર નીંદા નથી ડરતો;

વહાલા નથી વિઠ્ઠલવર સાથે, હઠેન હું કરતો વૈશ્નવ૦ ૫
મનનો ગુરૂ મનને જ કરીશ તો, સાચી વસ્તુ જડશે;
દયા દુ:ખકે સુખ માન પણ, સાચું કહેવું પડશે, વૈશ્નવ૦ ૬

પદ ૩.

(ભગવાનને વૈશ્નવ કેવા વહાલા છે તે વિષે ભગવાન કહેછે.)

પ્રાણ થકી મને વૈશ્નવ વાલા,
રાત દીવસ રૂદે ભાવું રે;
તપ તીરથ વૈકુંઠ પદ મૂકી,
મારા વૈશ્નવ હોય ત્યાં હું આવું રે. પ્રાણ૦ ૧
અમરિષ રાજા મને અતિ ઘણા વાલા,
દુરવાસાએ માન ભંગ કીધું રે;
મે મારૂં અભિમાન તજીને,
ચક્ર સુદર્શન વળી લીધું રે. પ્રાણ૦ ૨
ગજને માટે હું તો પાળોરે પળીઓ,
હરી જનની શુધ લેવારે;
ઊંચ ને નીચ હું તો કાંઇ ન જાણું,
મને ભજે તે મુજ જેવારે. પ્રાણ૦ ૩
લક્ષ્મીજી અર્ધાંગના મારી,
તે મારા સંતની દાસીરે;
અડસટ તીરથ મારા સંતને ચરણે,
કોટી ગંગા કોટી કાશીરે. પ્રાણ૦ ૪
સત ચાલે ત્યાં હું આગળ ચાલુને,
સંત સુવે ત્યાં હું જાગુ રે

જે મારા સંતની નીંદા કરેછે,
તેનાં કુળ સહીત હું ભાગુંરે. પ્રાણ० ५
મારારે બાંધ્યા વૈશ્નવ છોડે,
વૈશ્નવે બાંધ્યા મેં ન છૂટેરે.
એકવાર વૈશ્નવ મને બાંધે તો,
તે બંધન મેં ન તુટેરે. પ્રાણ० ६
બેસી ગાય ત્યાં હું ઉભો ઉભો સાંભળું;
ઉભા ગાય ત્યાં હું નાચુંરે;
હું તો વૈશ્નવથી ક્ષણ નહીં વેગળો,
ભણે નરસૈયો એવું સાચુંરે. પ્રાણ० ७

પદ १.

દ્વારકાંના વાસીરે, અવસરે આવજો,
રાણી રૂકમણી કેરા કંથ,
દુષ્ટ દુર્યોધન, લાગ્યો મને પીડવારે,
પ્રભુ મારા યો દશ ન્યાળું તારો પંથ; દ્વા० १
સોડ તાણીનેરે શું રે સુતો શામળારે,
આળસ મોડીને ઉઠો આજ;
લક્ષ્મીજી તળસેરે પાવન તારા પાવલાંરે.
અમપર મહેર કરોને મહરાજ. દ્વા० २
ગ્રાહના થકી ગજ મુકાવીઆરે,
કીધી તમે ધ્રુવનવાની સહાય;
નરસિંહ રૂપેરે હીરણ કસ્યપુ હણીઆરે,
પ્રલ્હાદ ઉગાર્યો લાગો પાય. દ્વા० ३
છપન કરોડ જાદવ તારારે,

સાથ બળભદ્ર સરીખા ભ્રાત.
કાળીનાગ નાથ્યોરે, જરાસંઘ જીતીઓરે,
તે બળ ક્યાં ગયું નાથ. દ્રુ૦ ૪
વસમી વેળા મારી વહારે ચઢો વિઠલરરે,
આજે તમે છત્રપતિ નીરધાર;
અસ્વારી કરજોરે ગરૂડની ઉપરરે,
નરસૈયો વિનવે વારંવાર. દ્રુ૦ ૫

## ખેડુની ગુજરાતી ભાષાનું પદ.

તું તો હાલને મારે છેતરરે હો દરહણીઆ. ટેક૦ ૨
કરહણીઆરે મને દરહણ દેજે,
હું તો ક્યારની રહીસુ તાચી;
તારે ને મારે હગપણ હાચું,
તેતો જાણે જહોદા કાચી. રેહો કરહણિયા૦ ૧
જાહક જીમાં મેતો સીચડારે રાંધ્યો,
મઠ ધોળા મહી નાછ્યા;
આપણ બે ભેળાં બેહીને જમહું
છાર ઉરાડહે માંછ્યો, રેહો કરહણિયા૦ ૨
નવારે ધઉંનો મેં તો પુંખજ પાડયો
ને માળા હેઠળ મુચ્યો;
તારે માટે અલ્યા કરહણિયારે,
મેં તો હળવે રહીને કુંચ્યો. રેહો કરહણિયા૦ ૩
અમારા છેતરમાં બોરડી પાચી,
તેનાં મીઠાં મીઠાં બોરાં;

આપણ બે જણ બોરાંરે વેણહુ,
છોરૂ તે ચારહે ઢોરાં. રેહો કરહણિયા૦ ૪
મારા છેતરમાં કાળંગડી પાચી,
તેની તે લાંબી લાંબી લુમો;
મારા છેતરમાં સાનો માનો આવજે,
રછેરે પાડતો બુમો. રેહો કરહણિયા૦ ૫
કરહણિયારે મને હેત રાછીને,
દહાડી દહાડી દરહણ દેજે;
નરસૈયાનો સ્વામી વહેલો પધારી,
જોયે તે માણી સેજે. રેહો કરહણિયા૦ ૬

થાળ. ૧

ગીરધર લાલજીરે, તમારી ગાવલડી સંભાળો;
સાંજ પડે સંભાળીને લાવો, પાસે રહી દોવરાવો;
દુધ ભાતમાં સાકર ભેળું; વાળુ કરવા આવો;
ગીરધર લાલજીરે, તમારી ગાવલડી સંભાળો. ૧
સવારે વહેલા ઉઠીને, શેર વલોણું સાવા,
શીતાવણીમાં લોટ બાટું ખાંડ ભેળીને ખાવા;
ગીરધર લાલજીરે તમારી ગાવલડી સંભાળો. ૨
ઘરમાં નથી કોઇ નાનું મોટું, કોણ આગળ જઇ કહીએ
એક રાત જો વાસો વસેતો, વાતો ચીતો કરીએ;
ગીરધર લાલજીરે તમારી ગાવલડી સંભાળો. ૩
ગોવાળીઆને ગરવ સેનો, જ્યાં તેડે ત્યાં જઇયે,
નરસૈયાનો સ્વામી મળેતો, સરવે સુખીઆં થઇએ;
ગીરધર લાલજીરે તમારી ગાવલડી સંભાળો. ૪

## એક બાઇડી ભજનમાં જતી હતી તેને તેના પતીએ મારી તે વિષે.

નિશ્ચે કરમ મારૂં ફૂટયું હો બેની,
નિશ્ચે કરમ મારૂં ફૂટયું;
બેની ભજનમાં જાતાં પરણ્યે બાળી,
આયુષ એનું મારૂં ખુટયું. હો બેની૦
ભજનમાં ગઇતી હું સમજીતી,
સંસારનું સુખ છે ખોટું. હો બેની૦
આથી હું વિધવા હોત તો સારૂ,
નહિ તો એનામાંથી છૂટું. હો બેની૦
નરસૈયાના સ્વામીને જેણે ના ભજીઆ,
દેવનું મંદીર રૂઠયું. હો બેની૦

### પ્રભાતીયું.

મહેતા ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રી હરિ,
નરસૈયા તું મારો ભક્ત સાચો;
મેલી પુરૂષાતન સખી રૂપે થયો,
તાહરા પ્રેમને હું જ રાચ્યો. ધન્ય૦ ૧
તુજમાંને મુજમાં ભેદ નહીં નાગરા,
માન્ય તું મારી વેદવાણી;
હજી પતિત મારી નથી તુજને,
માગતાં મોકલ્યું ટાઢું પાણી. ધન્ય૦ ૨
મામેરૂં કીધું તે કેમ ગયો વીસરી,

હાર આપ્યો તે પ્રત્યક્ષ ભૂપ;
ચૌદ ભુવનમાં તુજ સમ કોઇ નહીં,
મારૂં તારૂં એકરૂપ. ધન્ય૦ ૩
તારો અક્ષર ગાયને સાંભળે,
કુળ સહિત પવિત્ર થાયે;
ભણે નરસૈયો મીઠું શું રીજવો,
કરજોડી કૃષ્ણજી સમ ખાયે. ધન્ય૦ ૪

## કેદારાની સાખીઓ.

કેદારો જબ કીજીએ, આધી રેની હોય;
હરી જન હોય સો હરી ભજે,
મૂરખ રેહેવે સોય. ૧
કેદારો જબ કીજીએ, મુખપર જપીએ રામ;
સરવ રાગનો દેવતા કેદારો ભગવાન. ૨
કેદારો કુંકણ લવે, મોર લવે મલ્હાર;
સોરઠ તો સૂડા લવે, હરીજન લવે પોકાર. ૩
કેદારો અમ ઘેર પરૂણલા, પુરવા મનના કોડ;
ધન ધન નાગર નરસૈયો, જેને ઘેર પધાર્યા રણછોડ. ૪
કેદારો અમ ઘેર પરૂણલા, શાં શાં ભોજન કરેશ;
ખીર ખાંડ ઘ્રત રોટલી, આંબા રસ રોટલી ઘાળેશ. ૫

## કલ્યાણદાસ.

### થાળ ૧.

જમો મારા વાલા ચમર ઢોળું,
જમો રાજા ઠાકોર; ચમરઢોળું
પાતળી પોળીને ઘીમાં ઝબોળું,
જમો રાય રણછોડ ચમર ઢોળું;
દાળભાત તો પીરસીને મુકું,
વડાં વેડમીને ચુરમાં;
જમો મારા વાલા ચમર ઢોળું;
પાતળી પોળીને ઘીમાં ઝબોળું; જમો રાયરણછોડ૦
જમો રાજા ઠાકોર, કેરી કરમદાંને અથાણાં લાવું;
જુમનાં જળની ઝારી ભરી ભરી લાવું
જમો મારા વહાલા૦ જમો રાય રણછોડ૦
જમો રાજા ઠાકોર પાતળી પોળીને ઘીમાં ઝબોળું;
લવીંગ સોપારીને એલચી લાવું;
પાનનાં બીડાં વાળી વાળી આપું
જમો મારા વાલા પાતળી પોળીને ઘીમાં ઝબોળું;
જમો રાય રણછોડ૦ જમો રાજા ઠાકોર૦
કલ્યાણના સ્વામીને ઝાઝું શું કહીએ,
કયાં તારી સખીઓને કયાં તારૂં ટોળું;
જમો મારા વાલા પાતળી પોળીને ઘીમાં ઝબોળું,
જમો રાય રણછોડ૦ જમો રાજા ઠાકોર૦

# માધવદાસનાં પદ.

## થાળ ( એકાદશીનું )

### પદ. ૧

ઉત્તમ વ્રત એકાદશી,
સાહેલીરે આજ મારે અપવાસ;
જુમનાંજી જઈએ ઝીલવા સાહેલીરે,
રંગલી ગલી રળીઆમણી,સાહેલીરે૦
હઈડે હરખ ન માય જુમનાં સાહેલીરે,
વહુ બેટી હીંડે મલપતાં સાહેલીરે;
શઉકોને દરશન થાય જુમનાં સાહેલીરે;
સાકર કેરા કરા પડયા સાહેલીરે૦
દુધડે વરસ્યા મેઘ જુમનાં સાહેલીરે,
ગોકુળ ગામ રળીઆમણું સાહેલીરે;
સુંદર જુમનાં નીર જુમનાં સાહેલીરે,
જુમનાંજીમાં ઝીલતાં. સાહેલીરે૦
છુટા મેહેલી કેશ જુમનાં સાહેલીરે;
રમણુ રેતીમાં લોટતાં સાહેલીરે;
ત્રુટયા નવશરહાર જુમનાં સાહેલીરે;
વ્રજવાશી સામા મળ્યા સાહેલીરે;
હરખે સાંઇશું કેશ જુમનાં સાહેલીરે;
પરસાદ મેલ્યા મોકળા સાહેલીરે;
ઠાર તણો નહીં પાર જુમનાં સાહેલીરે;
માધવદાસની વીનતી સાહેલીરે;
આપોની વ્રજમાંવાસ જુમના સાહેલીરે;

( ઘોળ )

પદ; ૨

મીઠડા બોલા શ્રી નાથજી, મળીઆ મારગ માંહે;
સો સુખ આપોરે સેજમાં ટેક.
મનડું મારૂં મોહી રહ્યું પુરવ જનમનીરે પ્રીતે;
સોભા શી કહુ શામની નીત્ય નીત્યં નવલી રીતે, મીઠડા૦ ૧
વાંકો પાઘ વરણાગીઆ, વાંકી ચાલે છે ચાલ;
વાંકાં નેણાં સોહામણાં કે વાંકી વેણુ રસાળ, મીઠડા૦ ૨
સ્વરૂપ તમારૂં શ્રીનાથજી, કેમ કરી કરૂ વખાણ;
શુદ્ધ ન રહીરે શરીરની, માનુની મુકે છે માન, મીઠડા૦ ૩
શ્રી યમુનાંજીમાંરે ઝીલતાં, તુટયો નવસરહાર;
મોતી સઘળાં વેરાઈ ગયાં, હીરલો લાગ્યો હાથ, મીઠડા૦ ૪
કે મનડું મારૂરે મોહી રહ્યું, દેખી છબીલાની ચાલ;
ધન્ય ગોવિંદ પ્રભુ અહીં મળ્યા; પામ્યા મોટા ઉલાસ ૫

## બાળાવરની પાલખી.

જુઓ જુઓરે જગતના લોક, બાળાવરની પાલખી
નાહીં ધોઈને કુંવર પોઢીઆરે, તિલક કીધું છે ભાલરે
વરના જાનૈયા શોભીઆ, માથે નાંખ્યા છે અબીલ ગુલાલ
બાળાવરની પાલખી.
જુઓ જુઓરે જગતના લોક બાળાવરની પાલખી
લિલુડા વાંસની પાલખીરે, તેને ઉચકનારા ચારરે;
માથે બાંધ્યાં લીનાં પાતીઆંરે,
મોઢે રામ રામ કહેતા જાય, બાળાવર૦ જુઓ જુઓ૦

લિલુડા વાંસની પાલખીરે, તેને ઉચકનારા ચારરે,
પાછળ જાનડીઓ કળકળેરે;
આગળ દોડયા તે જાય છડીદાર બાળાવરની૦ જુઓ જુઓ૦
ચોરી બાંધી ચોકમાંરે છાણા લાવ્યા બે ચારરે;
ગોળ પાપડી દેખે કુતરાંરે, તે તો ઘણા મનમાં મકલાય;
બાળાવર૦ જુઓ જુઓ૦
બાર ઘડા બાર કોડીઆંરે, ઉપર પૈસો મેહ્યો રોકરે;
વરના બાપને જઇને કહો હવે તાણીને મેલોરે પોક;
બાળાવર૦ જુઓ જુઓ૦

---

પદ.

તારા મનમાં જાણે છે મરવું નથીરે,
જેવું પીપળાના પત્રને ખરવું નથીરે  તારા૦ ટેક
જોને તારા જોતાં જોતાં કંઇ જતા રહ્યાંરે,
અમિર કેટલા ઉદ થઇ ઉડી ગયારે  તારા૦ ૧
જોને માનવી અમુલ્ય કે મરી ગયારે;
તેમાં હું પદ ખોવાણું તે તરી ગયારે,  તારા૦ ૨
જોને વીરહાક કૈક દેતા વહારમાંરે,
એવા બહાદુરોનાં વીતી ગયાં બારમાંરે.  તારા૦ ૩
જોને જે ઠેકાણે ખાલી મોડ ખાટડીરે,
એક દીન એ ઠેકાણે તાણી બાંધે ઠાઠડીરે.  તારા૦ ૪
જોને જે જગાએ વાજાં રૂડાં વાજીયાંરે;
એક દીન એ જગાએ સેવાનાં છે છાજીઆંરે.  તારા૦ ૫

એને જે નરોની વહેંચાણી વશ્યામણીરે,
એની કાળોત્તરીઓ લખાણી અળખામણીરે. તારા૦ ૬

---

કુબ્જારામનું પદ.

ગોવિંદના ગુણ ગાને, તેથી મંગળ થાશે,
પાપ તાપ સરવે જાશે, તેથી મંગળ થાશે. ટેક.
અભાગીઆનો તું તજને આશરો,
સંત સંગતમાં તું જાને તેથી મંગળ થાશે,
તેથી મંગળ થાશે. ગોવિંદ૦ ૧
દેવાદીક તારે પાયે લાગશે,
ગુણ તારા સઉ ગાશે;
તેથી મંગળ થાશે. ગોવિંદ૦ ૨
દાસનાં દળદર દુર કરવાને, શામરમાને મોકલશે.
તેથી મંગળ થાશે. ગોવિંદ૦ ૩
સંકટ તારાં હરવા શ્રી વીઠલ, એતો ચક્ર ધરી પ્રભુ ધાશે,
તેથી મંગળ થાશે. ગોવિંદ૦ ૪
પુરૂષોતમને તૂતો કરને તારા પ્રીય,
તેને તે શરણે તું જાને, તેથી મંગળ થાશે. ગોવિંદ૦ ૫
કુબ્જારામ કહે છે કે કૃષ્ણને ભજતાં,
તારૂં જન્મ મરણ જીતાશે,
તેથી મંગળ થાશે. ગોવિંદ૦ ૬

---

# આશ્રય આપનારનાં નામ.

| પેટલાદ | પ્રત. |
|---|---|
| રા. રા. નરોત્તમ નાથાભાઇ | ૨૦ |
| ,, ,, ગોરધન નાથાભાઈ | ૨ |
| ,, ,, મગનલાલ નાથાભાઈ | ૨ |
| ,, ,, માણેકલાલ નાથાભાઇ | ૨ |
| ,, ,, બાપુભાઈ તુલસીદાસ | ૧ |
| ,, ,, માણેકલાલ ભીખાભાઇ | ૧ |
| ,, ,, મોતીલાલ હીંમતલાલ | ૨ |
| ,, ,, હીરાલાલ રણછોડદાસ | ૧ |
| ,, ,, લલ્લુભાઇ ત્રીકમદાસ | ૨ |
| ,, ,, તળસીદાસ ગબડદાસ | ૨ |
| ,, ,, બેચરભાઇ હરગોવિંદદાસ | ૧ |
| ,, ,, નરોત્તમ ભાઈજી | ૧ |
| ,, ,, બલુભાઇ છીલાભાઈ | ૧ |
| ,, ,, નરસિંહદાસ સામળદાસ | ૧ |
| ,, ,, લક્ષ્મીદાસ ભાઇજી | ૧ |
| ,, ,, ચુનીલાલ લક્ષ્મીદાસ | ૧ |
| ,, ,, ભગવાનદાસ રામદાસ | ૧ |
| ,, ,, મુળજીભાઈ નાગરદાસ | ૧ |
| ,, ,, મણીલાલ દામોદરદાસ | ૧ |
| ,, ,, હરિકસનદાસ અંબાલાલ | ૧ |
| ,, ,, રણછોડદાસ છગનલાલ | ૧ |

| પેટલાદ | પ્રત |
|---|---|
| ,, ,, બેચરભાઇ મનોરદાસ | ૧ |
| ,, ,, કાળીદાસ ભાઇજીભાઇ | ૧ |
| ,, ,, ગોરધનદાસ મગનલાલ | ૧ |
| ,, ,, હીરાલાલ છગનલાલ | ૧ |
| ,, ,, જાદવલાલ માણેકલાલ | ૧ |
| ,, ,, ભાઇચંદભાઈ રણછોડદાસ | ૧ |
| ,, ,, ચમનલાલ બાપુભાઈ | ૧ |
| ,, ,, ગોકળદાસ પરસોત્તમદાસ | ૧ |
| ,, ,, માણેકલાલ લલુભાઇ | ૧ |
| ,, ,, વામનરાવ બળવંતરામ | ૧ |
| ,, ,, ચુનીલાલ બેચરદાસ | ૧ |
| ,, ,, મણીલાલ ભાઇચંદ | ૧ |
| ,, ,, નાનાલાલ શામળદાસ | ૧ |
| ,, ,, પરસોતમ રણછોડદાસ | ૧ |
| ,, ,, બાપુલાલ મગનલાલ | ૧ |
| ,, ,, શંકરલાલ ભોગીલાલ | ૨૦ |
| ,, ,, પરસોતમ ગબડદાસ | ૧ |
| ,, ,, નાથાલાલ કસનદાસ | |
| ,, ,, છગનલાલ બાપુજી | ૧ |

### ખંભાત.

| | |
|---|---|
| ,, ,, છગનલાલ કુબેરદાસ | ૧ |
| ,, ,, જમનાદાસ મગનલાલ | ૧ |

| દેવા. | પ્રત |
|---|---|
| ,, ,, દેવજી વસ્તારામ | ૧ |
| ,, ,, હરજીવન ગાંગજી | ૧ |
| બઈયલ | |
| ,, ,, મુળજીભાઈ રણછોડદાસ | ૧ |
| જામનગર | |
| ,, ,, ત્રીકમજી રગનાથદાસ | ૧ |
| કોયલી | |
| ,, ,, લલુભાઇ જગજીવનદાસ | ૧ |
| ,, ,, મનસુખરામ હરિવલવદાસ | ૧ |
| ,, ,, લલુભાઇ ગીરધરદાસ | ૧ |
| ,, ,, શંકરલાલ દલપતરામ | ૧ |
| ,, ,, શામળ નાથજીભાઇ | ૧ |
| ,, ,, મોહનલાલ ચુનીલાલ | ૮ |
| ,, ,, શીવલાલ વલવદાસ | ૧ |
| ,, ,, છોટાલાલ દામોદરદાસ | ૨ |
| ,, ,, માણેકલાલ જગજીવનદાસ | ૧ |
| ,, ,, બાપુલાલ વરજભુખણદાસ | ૧ |
| ,, ,, ગોરધનદાસ છગનલાલ | ૧ |
| ,, ,, હીરાલાલ પરસોતમદાસ | ૧ |
| ,, ,, જેઠાભાઇ નારણદાસ | ૧ |
| ,, ,, અંબાલાલ બાપુજી | ૧ |
| ,, ,, છોટાલાલ જમનાદાસ | ૧ |

| કોયલી | પ્રત |
|---|---|
| ,, ,, મુળજી હરગોવિંદદાસ | ૧ |
| ,, ,, ફુલજી પરસોતમદાસ | ૨ |
| ,, ,, જેસંગ ગીરધરદાસ | ૧ |
| ,, ,, ડાહ્યાભાઇ રણછોડદાસ | ૧ |
| ,, ,, મગનલાલ હીરજી | ૧ |
| ,, ,, અંબાલાલ જમનાદાસ | ૫ |
| ,, ,, રાઇજી નાનાલાલ | ૧ |
| ,, ,, છગનલાલ વરજીવનદાસ | ૧ |
| ,, ,, હરિભાઈ જગજીવનદાસ | ૧ |
| ,, ,, નાથાભાઇ મહાસુખરામ | ૧ |
| ,, ,, બાપુજી રાજારામ | ૧ |
| કપડવંજ | |
| ,, ,, અંબાલાલ મનસુખરામ | ૧ |
| અમરેલી | |
| ,, ,, હરિલાલ હરજીવનદાસ | ૧ |
| પંડોળી | |
| ,, ,, જેઠાલાલ આશારામ | ૧ |
| મુંબાઇ | |
| ,, ,, નાથાલાલ લલુભાઈ | ૨ |

---